હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૬

# ફયઝાને સઈદી

હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદા અને ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિ અને એમના પછીના ત્રણ જાનશીનોના જીવન ચરિત્રો

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૬

# ફયઝાને સઈદી

આ ગ્રંથમાં ચાર બુઝુર્ગોના જીવનચરિત્રો છે

[૧] હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહિમહુલ્લાહ
[૨] હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહિમહુલ્લાહ
[૩] હઝરત ખ્વાજા મુહમ્મદ અબૂ હનીફ રહિમહુલ્લાહ
[૪] હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ

પ્રેરક

પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના
શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ
જયપૂરી, મુજદ્દિદી
(રહમતુલ્લાહિ અલયહિ)

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા

● પ્રકાશક : ‘અલહિદાયહ ઈસ્લામિક રિસર્ચ સેન્ટર’
‘જામિઅતુલ હિદાયહ’, રામગઢ રોડ, જયપૂર (રાજસ્થાન)
☎ : [0141] 2634279, 2632458, 2601221

● પ્રકાશન વર્ષ : ૧૪૩૯ હિજરીસન મુતાબિક ૨૦૧૭ ઈસ્વીસન

● કમ્પોઝીટર : મૌલવી મુહમ્મદ યૂનુસ મુનશી (ફલાહી)

● પ્રિન્ટર્સ : મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી,
‘હિદાયત આર્ટ’, સગરામપૂરા, તલાવડી, સૂરત

● વિતરકો : અંજુમને હિદાયતના ખાદિમો

☐ **હાજી મુહમ્મદ બિલાલ અમલા રહીમી સાહબ**
૫ / ૧૬૪૩, હરીપૂરા, હસનજીનો ટેકરો, ગુંબજવાલી મસ્જિદ નજીક, સુરત <u>મોબાઈલ</u> : ૦૯૪૦૮૨ ૬૪૧૭૪

☐ **<u>મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી સાહબ</u>,** Mo. 099740 34310
હિદાયત મસ્જિદ, સગરામપુરા, તલાવડી, મૌલવી સ્ટ્રીટ, સુરત

**[૧] ‘જામિઅહ હિદાયત ટ્રસ્ટ’**

**[૨] ‘હિદાયત’ ઉર્દૂ માસિક**

**[૩] ‘મૌલાના અબ્દુર્રહીમ એજ્યુકેશનલ ટ્રસ્ટ’, અને**

**[૪] ‘ઈમામે રબ્બાની સીનીઅર સેકન્ડરી સ્કૂલ’ની હેડઓફિસ**

હિદાયત બાગ, મહોલ્લા હાંડીપૂરા, જગન્નાથ સહાયકા રાસ્તા, ચાર દરવાજા નજીક, **જયપુર**: ૩૦૨ ૦૦૩ (રાજસ્થાન)
☎ : (૦૧૪૧) ૨૬૦૧૨૨૧, ફેક્ષ : ૨૬૦૪૩૫૬, ૨૬૦૧૬૭૯
e-mail : mfazlurrahim@yahoo.com
web site : www.cacademy.org
web site : www.jameatulhidaya.org

# ત્રણ વિશ્વ વિખ્યાત નઅત શરીફ

[૧]

વ અહ્‌-સ-ન મિન્‌-ક લમ્‌ ત-ર કત્તુ અય્‌ની,
વ અજ્‌-મ-લ મિન્‌-ક લમ્‌ તલિદિન્‌ નિસાઉ.
ખુલિક્‌-ત મુબર્ર-અમ્મિગ્‌ કુલ્લિ અય્‌બિન્‌,
ક અન્ન-ક કદ્‌ ખુલિક્‌-ત કમા તશાઉ.

– હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જોયા નથી કદી કોઈ મારી આંખે, આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી કોઈ નારી કૂખે, આપ કરતાં જમીલતર.
પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

[૨]

બ-લ-ગલ્‌ ઉલા બિ કમાલિહી,
ક-શ-ફદ્‌ દુજા બિ જમાલિહી;
હસુનત્‌ જમીઉ ખિસાલિહી,
સલ્લૂ અલયહિ વ આલિહી.

– હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.

પ્યારા–પ્યારા, ન્યારા–ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપના વંશ જ પર અપાર દુરૂદો સલામ.

[૩]

યા સાહિબલ્ જમાલિ વ યા સય્યિદલ્ બશર;
મિંવ વજ્હિકલ્ મુનીરિ લકદ્ નુવ્વિરલ કમર.
લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

## ઉર્દૂ કાવ્ય રૂપાંતર

અય સાહિબે જમાલિ ખુદા સય્યિદલ બશર,
રવશન જબીંસે આપકી રવશન હુવા કમર.
શાયાને શાન 'રૂમી' કરે નઅત કિસ તરહ,
બઅદ અઝ ખુદા હૈ આપહી, બસ કિસ્સા મુખ્તસર.

– હઝરત મુફ્તી અબ્દુલકુદૂસ 'રૂમી' સાહબ (ઝી. મ.)
મુફ્તીએ આગ્રા

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.
શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

– ત્રણે નઅત શરીફનું ગુજરાતી કાવ્ય રૂપાંતર કરનાર
અબ્દુલકાદિર ફાતીવાલા

# સુન્નતની ફઝીલત

[૧]

**ખિલાફે પયમ્બર કસે રાહ ગઝીદ,**
**કે હરગિઝ બ મંઝિલ ન ખ્વાહદ રસીદ.**

**– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

પયમ્બરના ખિલાફ જે માર્ગ અપનાવશે;
તે મંઝિલ કદાપિ નહીં પામશે.

**– અબ્દુલકાદિર ફાતીવાલા**

[૨]

**[એક હદીષે કુદસીનું ઉર્દૂ કાવ્ય રૂપાંતર]**

અલ્લાહ તઆલા બંદાને સંબોધીને ફરમાવે છે :

**કી વફા તૂને મુહમ્મદસે તો હમ તેરે હૈ,**
**યહ જહાં ચીઝ હૈ કયા, લવહો કલમ તેરે હૈ.**

[અહીં 'વફા' શબ્દથી સુન્નતની ઈત્તિબાઅ તરફ ઈશારો છે.]

**– અલ્લામહ ડોકટર ઈકબાલ રહમતુલ્લાહિ અલયહિ**

[૩]

**નકશે કદમ નબીકે હૈ જન્નતકે રાસ્તે,**
**અલ્લાહસે મિલાતે હૈ સુન્નતકે રાસ્તે.**

**– હઝરત હકીમ મુહમ્મદ અખ્તર રહમતુલ્લાહિ અલયહિ**

## ઔલિયાની ફઝીલત

[૧]

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط
(سُوْرَة 'يُوْنُس' : ٦٢)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઔલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઔલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط ('اَعْرَاف' : ١٧٦)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
તેઓ કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' ('حدیث شریف')

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઝિક્ર જયાં ઔલિયાનો થાય છે;
રહમત ત્યાં અલ્લાહની નાઝિલ થાય છે.

[૪]

**યક ઝમાના સુહબતે બા ઔલિયા,**
**બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.**

**ગર તૂ સંગે ખારએ મરમર શવી,**
**ચૂં બ સાહિબ દિલ રસી ગવહર શવી.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

એક પલ ઔલિયાના સંગની;
સો વરસની ખાલિસ ઈબાદતથી છે મહાન.
જો હશે તૂ મામૂલી પથ્થરના સમાન,
ઔલિયાના સંગથી તૂ થઈ જશે હીરા સમાન.

[૫]

**હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,**
**ઊ નશીનદ દર હુઝૂરે ઔલિયા.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

જે ઈચ્છે નજીકતા અલ્લાહની;
તે બેસે નજીક ઔલિયા અલ્લાહની.

[૬]

**શનીદમ કે દર રોઝે ઉમ્મીદ વ બીમ,**
**બદાંરા બ નેકાં બ બખ્શદ કરીમ.**

**– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

તે પરમ કૃપાળુ જયારે ઈન્સાફ ફરમાવશે;
નેકોની સાથે બદોની પણ બખ્શિશ ફરમાવશે.

[૭]

હુબ્બે દુરવેશાં કલીદે જન્નતસ્ત,
દુશમને ઈશાં સઝાએ લઅનત અસ્ત.

– હઝરત ફરીદુદ્દીન અત્તાર રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

ઔલિયાથી મુહબ્બત જન્નતની કુંજી છે;
ઔલિયાથી દુશમની લઅનતની પૂંજી છે.

[૮]

ચૂં ખુદા ખ્વાહદ કે પરદએ કશ દરદ,
મેલશ અંદર તઅનએ નેકાં બરદ.

– હઝરત જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

અલ્લાહ તઆલા જયારે કોઈનો પરદો ચીરવા ચાહે છે;
નેકોની ગીબતનો વિચાર ત્યારે તેના દિલમાં નાંખે છે.

## દિલની ફઝીલત

[૧]

ઊ દર દિલે મનસ્ત, વ દિલે મન બ દસ્તે ઊ,
ચૂં આઈના બ દસ્તે મન, વ મન દર આઈના.

– અજ્ઞાત (નામઅલૂમ)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

તે છે મારા દિલમાં, ને મારું દિલ છે તેના હાથમાં;
જેમ હું છું આઈનામાં, ને આઈનો છે મારા હાથમાં.

[૨]

**દિલ ચકે મન્ઝરેસ્ત રબ્બાની,**
**હુજરએ દેવરા ચે દિલ ખ્વાની.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

દિલ તો તે છે જેમાં દીદાર ખુદાના થાય;
ભૂતોના નિવાસને દિલ કેવી રીતે કહેવાય ?

[૩]

**ચૂં ન દારદ નૂરે દિલ, દિલ નેસ્ત આં,**
**ચૂં ન બાશદ રૂહ, જુઝ વ કુલ નેસ્ત આં.**

**આં જુજાજા કો ન દારદ નૂરે જાં,**
**બવલે કારૂરહ અસ્ત કન્દીલ મ ખ્વાં.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જે દિલમાં નૂરે બાતિન નથી તે દિલ નથી;
જે જિસ્મમાં રૂહ નથી તે જુઝ નથી કે કુલ નથી.

જે દીવામાં દિવેટ નથી, તેલ નથી અને નૂર નથી;
તે પેશાબ ભરવાની બોટલ છે, દીવો નથી.

**– તમામ પંક્તિઓના ગુજરાતી રૂપાંતર કરનાર**
**અબ્દુલકાદિર ફાતીવાલા**

## દુઆ

મન બ ખ્વાબો પાસબાને મન તૂઈ,
મન ચૂં તિફલો હિર્ઝે જાને મન તૂઈ.

ગર હઝારાં દામ બાશદ હર કદમ,
ચૂં તૂ બા માઈ ન બાશદ હેચ ગમ.

કારે મા સહવ અસ્ત વ નિસ્યાનો ખતા,
કારે તૂ ગફફારી વ બખ્શિશ અતા.

સહવ વ નિસ્યાંરા મુબદલ કુન બ ઈલ્મ,
મન હમહ જહલમ મરા દેહ સબ્રો હિલ્મ.

– હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

હું સૂતેલા સમાન છું, તું રખેવાળ છે મારો,
હું એક બાળ સમાન છું, તું રક્ષક છે મારો.

પથરાયેલી હોય ભલેને, પંથમાં જાળ હજારો,
પરવા નથી કશીયે એની, મને છે તારો સહારો.

ભૂલ–ચૂકને કુસૂર કરીને, બાંધું હું પાપનો ભારો,
કૃપા કરીને બખ્શી દેવું, એ અધિકાર છે તારો.

ઘોર જહાલતથી હું ભરેલો, કરી દે ઈલ્મથી ઉજિયારો,
દૂર કરી દે ગફલત મારી, દે સબ્રનો સથવારો.

– અબ્દુલકાદિર ફાતીવાલા

# ઈલ્મને ફેલાવવામાં મદદ કરવાનો સવાબ

[૧]

## એનો સવાબ મરવા પછી પણ જારી રહે છે

શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિયા સાહબ રહમતુલ્લાહિ અલયહિએ 'ફઝાઈલે સદકાત'ના 'સદકએ જારિયહ' બાબમાં લખ્યું છે કે :

"એક બીજી હદીસ શરીફમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ વારિદ થયો છે કે :

આદમીના મરવા પછી જે ચીઝોનો સવાબ તેને મળતો રહે (તે ચીઝોમાંથી એક) તો તે ઈલ્મ છે જે કોઈને શીખવ્યો હોય અને ઈશાઅત કરી હોય (અર્થાત્ તેનું પ્રકાશન, પ્રસારણ, ફેલાવો કર્યો હોય કે તેમાં મદદ કરી હોય)."

[હદીસ શરીફ નંબર : ૧૯ ના ફાઈદહનો થોડો અંશ]

[૨]

## એનો સવાબ બીજા નેક કામોમાં કરોડો રૂપિયા ખર્ચ કરવા કરતાં બેહતર છે

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપના એક મુબારક પત્રમાં લખ્યું છે કે :

"ઈલ્મને ફેલાવવામાં એક પૈસો ખર્ચ કરવો, બીજા નેક કામોમાં કરોડો રૂપિયા ખર્ચ કરવા કરતાં બેહતર છે."

['મકતૂબાતે ઈમામે રબ્બાની' રહમતુલ્લાહિ અલયહિ મકતૂબ (પત્ર) નંબર : ૪૮, પાનું નંબર : ૪૦]

# લેખકની પ્રસ્તાવના

## અબ્દુલકાદિર ફાતીવાલા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمُ
نَحۡمَدُهٗ وَنُصَلِّیۡ عَلٰی رَسُوۡلِهِ الۡکَرِیۡمُ !

## શુકરે બારી તઆલા

અલ્લાહ તઆલાના અસીમ, અસંખ્ય, અગણ્ય શુક્ર અને એહસાન છે જેણે :

- પોતાના ફઝલો કરમથી,
- પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકહ અને તુફૈલથી,
- પોતાના મહબૂબ અને મકબૂલ બંદાઓના વસીલાથી,
- મારા પીરે અવ્વલ હઝરત શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિની તેમજ મારા પીરે સાની હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી દામત બરકાતુહુમની પ્રેરણા અને નઝરે કરમ અને તવજ્જુહાતથી, ઈસ્વીસન ૧૯૯૦ માં શરૂ કરેલું નકશબંદી ઔલિયા ગ્રંથમાળાના દસ ગ્રંથોનું લેખન કામ આજે ઈસ્વીસન ૨૦૧૭ માં ૨૭ વરસે મુજ ગુનેહગાર, નાકારહના ઝરીઆથી પૂરું ફરમાવ્યું.

ذَالِكَ فَضۡلُ اللّٰهِ يُؤۡتِيۡهِ مَنۡ يَّشَآءُ وَاللّٰهُ ذُوالۡفَضۡلِ الۡعَظِيۡمِ

એ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે (તેને) આપે છે,
અને અલ્લાહ તઆલા ખૂબ જ ફઝલવાળો છે.

## નકશબંદી ઔલિયા ગ્રંથમાળા વિષે કંઈક

● આ ગ્રંથમાળાના કુલ ૧૦ (દસ) ગ્રંથો થયા છે.

● એ ૧૦ ગ્રંથોના આશરે ૩૫૦૦ (સાડા ત્રણ હઝાર) પાનાઓ થયા છે.

● એ ૧૦ (દસ) ગ્રંથોમાં :

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શરૂ કરી, ક્રમવાર હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) સુધીના કુલ ૩૯ મહાન નકશબંદી બુઝુર્ગોના વિસ્તૃત જીવનચરિત્રો લખ્યા છે.

● ઉપરાંત એ તમામ ૩૯ (ઓગણચાલીસ) બુઝુર્ગોના :

પૂર્વજો, ઉસ્તાદો, પીરો, ઔલાદ, શાગિર્દો, ખલીફાઓ એ દરેકના સમયના બીજા જાણીતા બુઝુર્ગો... વગેરે અનેક વ્યકિતઓના લાંબા કે ટૂંકા અહેવાલો પણ એમાં લખવામાં આવ્યા છે.

## આભાર

આ ગ્રંથમાળાના લેખન માટે નાયાબ કિતાબો, ઝેરોક્ષ કોપીઓ, કીમતી માહિતીઓ મેળવવામાં મદદરૂપ થનાર અનેક વ્યકિતઓનો હું ખૂબ જ આભારી છું, એમાંથી નીચેના મહાનુભાવો ખાસ છે :

(૧) હઝરત મૌલાના મુહમ્મદ યૂસુફ નદવી દામત બરકાતુહુમ
[સદર મુદર્રિસ અને ઉસ્તાદે હદીષ, 'જામિઅહ હિદાયત' જયપૂર]

(૨) હઝરત પીર સય્યિદ વઝીર અલી સાહબ નકશબંદી, મુજદિદી દામત બરકાતુહુમ (કચ્છ–ભૂજ)

(૩) મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)

(૪) કાશમીર યુનિવર્સિટીના ફારસી વિભાગના વડા મુહતરમા ડોકટર સય્યિદા રુકય્યા સાહિબાને રૂબરૂ મળી 'તોહફતુલ ફુકરા વલ ઔલિયા' નામની નાયાબ કિતાબની ઝેરોક્ષ કોપી મેળવનાર મારા

ભૂતપૂર્વ વિદ્યાર્થી પ્રોફેસર ડોકટર શુજાઉદ્દીન શેખ (વલસાડ)નો પણ હું ખૂબ આભારી છું. એ કિતાબના લેખક હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મુહમ્મદ મુરાદ કશમીરી રહમતુલ્લાહિ અલયહિ છે.

- કિતાબના પ્રકાશન માટે દાન આપનારા દાનવીરો જેમના મુબારક નામો આ પ્રસ્તાવના પછી લખ્યા છે તેમને અલ્લાહ તઆલા બેહતરીન બદલો આપે અને પાના નંબર : ૧૧ ઉપર લખેલા મહાન સવાબથી પણ નવાઝે. આમીન.
- કિતાબના સુંદર, આકર્ષક છાપકામ બદલ અઝીઝે મુહતરમ મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી (સલ્લમહૂ)નો આભારી છું.

## અફસોસ

આ પહેલાંના મોટા ભાગના ગ્રંથો પર નઝરે સાની (પુનરાવલોકન) કરનાર, એના પ્રકાશનો માટે માતબર ફાળો મેળવી આપનાર, મારા પીર ભાઈ, મારા મર્હૂમ પીરે અવ્વલ હઝરત શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી (રહ.)ના ખાસ ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ કુટવાલા, નવસારવી, નદવી સાહબ (રહ.) આ છઠ્ઠા ગ્રંથના પ્રકાશન વખતે હયાત નથી એનો ઘણો અફસોસ છે પરંતુ એમની રૂહ તો આ પ્રકાશનથી ઘણી ખૂશ થતી જ હશે અને આ નાચીઝના માટે દુઆ કરતી જ હશે એની સંપૂર્ણ ખાતરી છે. અલ્લાહ એમના પર ખુસૂસી રહમતો અને બરકતો નાઝિલ ફરમાવે અને એમના દરજ્જાને બુલંદથી બુલંદતર ફરમાવે. આમીન !

## દુઆ

અલ્લાહ તઆલા મારી આ અદના કોશિશને, પોતાની દરિયાએ રહમતથી કબૂલ ફરમાવી, આખિરતની નજાતનો અને

માનવમાત્રની હિદાયતનો ઝરીયો બનાવે ! આમીન !

**રહમતે હક બહાના મી જૂયદ, બહા નમી જૂયદ.**

[અલ્લાહ તઆલાની રહમત (બંદાની મગફિરત માટે) માત્ર બહાનું શોધે છે; મૂલ્ય કે વળતર શોધતી નથી.]

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

[હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ ! બેશક તું સાંભળનાર અને જાણનાર છે ! ]

૫, ઝિલહજજ, ૧૪૩૮ હિ. અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,
૨૮, ઓગષ્ટ, ૨૦૧૭ ઈસ્વી. **અબ્દુલકાદિર ફાતીવાલા**
સોમવાર ગુફિરલહૂ

**આ કિતાબ માટે ફાળો આપનારાઓના મુબારક નામો :**

(૦૧)મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)
(૦૨)મર્હૂમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી (રહ.)ના ફરઝંદો (સુરત)
(૦૩)મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા (વલસાડ)

- હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ ફુટવાલા, નદવી રહમતુલ્લાહિ અલયહિના ત્રણ ફરઝંદો :

(૦૪)મુહતરમ અલતાફ હુસૈન ફુટવાલા (કેનેડા)
(૦૫)મુહતરમ ઈરફાનભાઈ ફુટવાલા (યુ.કે.)
(૦૬)મુહતરમ ફઝલુર્રહીમભાઈ ફુટવાલા (નવસારી)
(૦૭)મુહતરમ આફતાબ અહમદ લાખાણી (ભાવનગર)
(૦૮)મુહતરમ મુહમ્મદ સલીમભાઈ કુરેશી (નવસારી)
(૦૯)મુહતરમ મૌલાના મુહમ્મદ ઈલયાસભાઈ સાજી (મુંબઈ)
(૧૦)મુહતરમ હાફિઝ સુહૈલભાઈ ચાંદની (નવસારી)
(૧૧)મુહતરમ સુહૈલભાઈ નૂર જવેલર્સવાલા (નવસારી)

# આધાર ગ્રંથો

[૧] **કિતાબ** : 'લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ અનુવાદ)
**લેખક** : હઝરત શયખ અબ્દુલ અહદ (વહદત) રહિમહુલ્લાહ

[૨] **કિતાબ** : 'હઝરાતુલ કુદસ'
**લેખક** : હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહિમહુલ્લાહ
હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખલીફા

[૩] **કિતાબ** : 'હદિયએ અહમદિય્યહ'
**લેખક** : શયખ અહમદ અબૂલ ખૈર મક્કી રહિમહુલ્લાહ

[૪] **કિતાબ** : 'મકામાતે માસૂમી'
**લેખક** : હઝરત મૌલાના સફર અહમદ રહમતુલ્લાહિ અલયહિ
હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના નવાસા

[૫] **કિતાબ** : 'રવઝતુલ કય્યૂમિય્યહ'
**લેખક** : હઝરત ખ્વાજા મુહમ્મદ એહસાન સરહિંદી (રહ.)

[૬] **કિતાબ** : 'ઝુબ્દતુલ મકામાત'
**લેખક** : હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશ્મી રહિમહુલ્લાહ
હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખલીફા

[૭] **કિતાબ** : 'ફિરદવસુલ આરિફીન'
**લેખક** : મીર બલૂચખાન નકશબંદી રહમતુલ્લાહિ અલયહિ

[૮] **કિતાબ** : 'જહાંને ઈમામે રબ્બાની' રહમતુલ્લાહિ અલયહિ
**સંપાદક** : પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ અહમદ (રહ.)

[૯] **કિતાબ** : 'જવાહિરે ઉલૂવિય્યહ'
**લેખક** : હઝરત મૌલાના અબ્દુર્રઊફ મુજદ્દિદી રહિમહુલ્લાહ

[૧૦] કિતાબ : 'મકતૂબાતે ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ' (ઉર્દૂ અનુવાદ)

[૧૧] કિતાબ : 'મકતૂબાતે માસૂમી' રહમતુલ્લાહિ અલયહિ
અનુવાદક : હઝરત મૌલાના ઝવ્વાર હુસૈન સાહબ રહિમહુલ્લાહ

[૧૨] કિતાબ : 'ગુલશને વહદત' [મકતૂબાતે હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ]

[૧૩] કિતાબ : 'સીરતે ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ'
લેખક : હઝરત અબુલ બયાન મુહમ્મદ દાઊદ રહિમહુલ્લાહ

[૧૪] કિતાબ : 'સીરતે મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ'
લેખક : પ્રોફેસર ડોક્ટર મુહમ્મદ મસઊદ અહમદ (રહ.)

[૧૫] કિતાબ : 'સીરતે મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ'
લેખક : હઝરત મૌલાના ઝવ્વાર હુસયન સાહબ રહિમહુલ્લાહ

[૧૬] કિતાબ : 'હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ'
સંપાદક : હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર નુઅમાની (રહ.)

[૧૭] કિતાબ : 'તારીખે હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ રહમતુલ્લાહિ અલયહિ'
લેખક : હઝરત મુહમ્મદ હસન નકશબંદી રહિમહુલ્લાહ

[૧૮] કિતાબ : 'મકામાતે મઝહરી' (ઉર્દૂ અનુવાદ)
લેખક : હઝરત શાહ ગુલામઅલી સાહબ દહેલવી (રહ.)

[૧૯] કિતાબ : 'તોહફતુલ ફુકરા વલ ઔલિયા'
લેખક : શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહિમહુલ્લાહ
સંશોધક : પ્રોફેસર ડોક્ટર સય્યિદા રુકય્યા સાહિબા
પ્રકાશક : યુનિવર્સિટી ઓફ કાશમીર, શ્રીનગર

[૨૦]કિતાબ : 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી અનુવાદ)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહ

[૨૧]કિતાબ : 'મઝારાતે ઔલિયાએ દેહલી' (રહિમહુમુલ્લાહ)
લેખક : મૌલવી મુહમ્મદ આલમ શાહ ફરીદી રહિમહુલ્લાહ

[૨૨]કિતાબ : 'કવલુલ જમીલ'('શિફાઉલ અલીલ'નો ઉર્દૂ અનુવાદ)
લેખક : હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.)

[૨૩]કિતાબ : 'અહસનુત્તકવીમ' (ગુજરાતી અનુવાદ)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહ

[૨૪]કિતાબ : 'ફયઝાને માસૂમિય્યહ'
લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

[૨૫]કિતાબ : 'દુર્રે લાસાની' ગ્રંથ : ૧, ૨, ૩
(હઝરત મુજદ્દિદે અલફેસાની રહ.ના પત્રોના ખુલાસા)
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહ

[૨૬]કિતાબ : 'સુહબતે બા અહલે દિલ' (ગુજરાતી)
લેખક : હઝરત સય્યિદ અબૂલ હસન અલી મિયાં નદવી (રહ.)
અનુવાદક: અબ્દુલકાદિર ફાતીવાલા

# અનુક્રમણિકા

## પહેલો વિભાગ

### હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)નું જીવનચરિત્ર

## ❷ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના બાતિની (રૂહાની) અવસાફ અને કમાલાત

## ❼ ઔરંગઝૈબનું દીની માનસ (મગજ) ઘડવામાં અને તેની કામિયાબીમાં મુજદ્દિદી બુઝુર્ગોનો મહત્ત્વનો ફાળો



## ❽ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)નો ઈન્તિકાલ

## ⑨ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો બુલંદ દરજ્જો દર્શાવતા બનાવો



## ⑩ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની કરામતો

## ⓫ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની ઔલાદ



## ઔલાદનો પરિચય

## બીજો વિભાગ

## હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે 'શાહગુલ' રહિમહુલ્લાહુનું જીવનચરિત્ર

## ❷ રૂહાની તરક્કી

## ❸ હજની ત્રણ સફરો



## ❹ દેશ-વિદેશની લાંબી સફરો અને સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત



## ❺ હઝરત વહદતની બીમારી, ઈન્તિકાલ અને દફન

## ❻ હઝરત વહદતના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)

## ⑩ હઝરત વહદતની ઔલાદ



### સાહબઝાદાઓનો પરિચય



## ⑪ હઝરત વહદતના શાગિર્દો અને ખલીફાઓ

## હઝરત વહદતના ખલીફાઓ

## ત્રીજો વિભાગ

### હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ (રહ.)



## ચોથો વિભાગ

### હઝરત શયખ મુહમ્મદ ઝકી રહિમહુલ્લાહ

# પહેલો વિભાગ

## ખાઝિનુર્રહમહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

કાસિમે રહમત મુઝે કર
મુસ્તઈદ થે જિસ તરહ
બૂ સઈદે ખાઝિનુર્રહમહ
અતા કે વાસ્તે

# મકામાતે સઈદી

**મકામાતે સઈદી વિષે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈરશાદો નીચે પ્રમાણે છે :**

(૧) ''આ શયખ (અહમદ સરહિંદી મુજદ્દિદે અલફેસાની)ના સાહબઝાદાઓ, જેઓ હજી નાની ઉંમરના છે, અલ્લાહ તઆલાના અસરાર (ભેદો) અને અજીબ ઈસ્તિઅદાદ (કાબિલિયત)ના માલિકો છે, ટૂંકમાં આ કે શજરએ તય્યિબહ છે, અલ્લાહ તઆલા તેમને પરવાન ચઢાવે.''

['કુલ્લિયાતે ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)', મકતૂબ : ૬૫]

(૨) **''ઔલાદે શયખ અહમદ પારાહાએ જવાહરઅંદ''**

[શયખ અહમદ સરહિંદીની ઔલાદ જવાહરપારા છે.]

['જહાંને ઈમામે રબ્બાની' ૪ / ૨૪૯૮]

**મકામાતે સઈદી વિષે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઈરશાદો નીચે પ્રમાણે છે :**

(૧) ''ઉરૂજ અને ઝવાલ (ઉત્થાન અને પતન)ના કોઈ મકામ પર હું મુહમ્મદ સઈદના વગર નથી ગયો.''

['હઝરાતુલ કુદસ' ૨ / ૨૩૬]

(૨) ''(મુહમ્મદ સઈદ) ગમ ન કરો. તમે મારા ઝિમની (નાયબ) છો, જેવી રીતે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝિમની (નાયબ) હતા.''

['હઝરાતુલ કુદસ' ૨ / ૨૩૭]

# 1 જન્મ ઉછેર અને જાહેરી ઈલ્મ

## હઝરત મુજદ્દિદ કુદ્દિસ સિર્રુહૂની મહાન ઔલાદની ફઝીલત

હઝરત મુજદ્દિદે અલફેસાની કુદ્દિસ સિર્રુહૂના ખલીફા, હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર અને મકબૂલ કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલફેસાની કુદ્દિસ સિર્રુહૂની બે મોટી કરામતો દુનિયામાં બાકી છે :

(૧) આપનો કલામ (મકતૂબાત શરીફની ત્રણ જિલ્દો અને બીજી અનેક કિતાબો) કે તત્કાલિન મશાઈખ અને ઉર્ફા (આરિફો) એના જેવો (મમાસિલ) કલામ લખવા માટે અસમર્થ રહ્યા.

(૨) આપના મહાન ફરઝંદો, કે તેમને આપે પોતાના તસર્રુફ (બાતિની કુવ્વત)થી ઈલ્મ અને કમાલાતે બાતિની અર્પણ કર્યા. સમગ્ર ધરતીના પટ ઉપર કોઈ શયખે પણ પોતાના ફરઝંદોને તસર્રુફ અને તવજ્જુહથી પોતાના જેવા નથી બનાવ્યા. એ અલ્લાહ તઆલાનો ફઝલ છે, જેને ચાહે છે તેને અર્પણ કરી દે છે.

□

હઝરત મુજદ્દિદે અલફેસાની કુદ્દિસ સિર્રુહૂના સાહબઝાદાઓ આસમાને ઈલ્મના ચમકતાં સિતારાઓ અને ગુલશને મઅરિફતના મહેકતા ફૂલો હતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો ઈર્શાદ જ એને સમજવા માટે પૂરતો છે.

આપે ફરમાવ્યું હતું કે :

"અસરારે ઈલાહીઅન્દ, ઈસ્તિઅદાદહાયે અજીબ દારંદ"

**ભાવાર્થ :**

"(હઝરત મુજદ્દિદના ફરઝંદો) :

અલ્લાહના અસરાર (ભેદો) છે, અજીબ લિયાકત ધરાવે છે."

['કુલ્લિયાતે ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ' મકતૂબ (પત્ર) નંબર : ૬૫]

## અંબિયા અલયહિમુસ્સલામના જાનશીન

હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતાના દીનની હિફાઝત અને મખ્લૂકની હિદાયતના માટે દરેક ઝમાનામાં અને દરેક વસ્તીમાં અંબિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામને મોકલ્યા કે જેથી તેઓ દીને મતીનની તબ્લીગ ફરમાવીને લોકોને સિરાતે મુસ્તકીમ (સન્માર્ગ)ની હિદાયત ફરમાવે.

સૌથી છેલ્લે હઝરત અહમદ મુજતબા મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમને કામિલ અને મુકમ્મલ (પરિપૂર્ણ) દીને ઈસ્લામ અર્પણ કરીને મોકલ્યા. તે દીન કિયામત સુધી તમામ દુનિયાના માટે રાહે હિદાયત છે અને એ દીને મતીનની હિફાઝતની જવાબદારી હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતે લીધી. અને એની એક જાહેરી વ્યવસ્થા આ ફરમાવી કે આ ઉમ્મતના ઉલમાએ કિરામને હઝરાતે અંબિયાએ ઈઝામ અલયહિમુસ્સલાતુ વસ્સલામના જાનશીન બનાવ્યા કે જેથી તેઓ દીનની અમાનતના હામિલ (ધારણ કરનારા) અને મુહાફિઝ (રક્ષક) થાય અને સંપૂર્ણ તનમય થઈને દીને ઈસ્લામની તબ્લીગ કરતા રહે.

એ જ મુબારક સિલસિલાની એક ઉમદા અને મજબૂત કડી હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની શયખ અહમદ ફારૂકી સરહિંદી કુદ્દિસ સિર્રુહૂ અને આપની મહાન અવલાદ છે. રહમતુલ્લાહિ તઆલા અલયહિમ રહમતંવ વાસિઅહ.

## હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ની મહાન અવલાદ

### [૧] હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા. આપનો જન્મ હિજરીસન ૧૦૦૦ માં થયો હતો. વિલાયતના મહાન દર્જાથી મુશર્રફ હતા. હિજરીસન ૧૦૨૫ માં, માત્ર ૨૫ (પચ્ચીસ) વર્ષની ભરયુવાન ઉંમરે, વાલિદ સાહબની હયાતીમાં જ પ્લેગની બીમારીમાં ઈન્તિકાલ ફરમાવી ગયા. આપની વિસ્તૃત જીવન ઝરમર 'મિલ્લતના નિગહબાન' (નકશબંદી અવ્લિયા ગ્રંથ : ચાર)માં પાના નંબર : ૫૨૧ થી ૫૩૩ આપેલી છે.

### [૨] હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના બીજા સાહબઝાદહ છે. આપનું વિસ્તૃત જીવનચરિત્ર અત્યારે આપના હાથોમાં છે.

### [૩] હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)

'ફયઝાને માસૂમિય્યહ' (નકશબંદી ઔલિયા ગ્રંથ : ૫)માં આપનું વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું છે.

### [૪] હઝરત ખ્વાજા મુહમ્મદ ફર્રુખ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ચોથા સાહબઝાદહ છે.

આપનો જન્મ હિજરીસન ૧૦૧૦ માં થયો હતો અને હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૧૫ (પંદર) વર્ષની કિશોર અવસ્થામાં ઈન્તિકાલ ફરમાવી ગયા હતા. આપની જીવન ઝરમર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાનું : ૫૩૩, ૫૩૪, ૫૩૫

## [૫] હઝરત ખ્વાજા મુહમ્મદ ઈસા રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પાંચમા સાહબઝાદહ છે. આપનો જન્મ હિજરીસન ૧૦૧૭ માં થયો હતો અને હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૮ (આઠ) વર્ષની નાની ઉંમરમાં ઈન્તિકાલ ફરમાવ્યો હતો. આપની જીવન ઝરમર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાનું: ૫૩૫, ૫૩૬, ૫૩૭, ૫૩૮

## [૬] હઝરત ખ્વાજા મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના છઠ્ઠા ફરઝંદ હતા. માત્ર ૨ (બે) વર્ષની બાળ વયમાં જ ઈન્તિકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

## [૭] હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાતમાં ફરઝંદ અને આપની મુબારક અવલાદમાં છેલ્લા સંતાન છે.

આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૨૪ માં થયો હતો અને હિજરીસન ૧૦૯૬ માં ૭૨ (બોત્તેર) વર્ષની ઉંમરે ઈન્તિકાલ ફરમાવ્યો.

વિસ્તૃત જીવન ચરિત્ર માટે જુઓ 'મિલ્લતના નિગહબાન', પાના નંબર : ૫૩૮ થી ૫૪૪

## હઝરત મુજદ્દિદે અલફેસાનીની (રહ.)ની સાહબઝાદીઓ

### [૧] બીબી રુકય્યહ રહમતુલ્લાહિ અલયહા

દૂધ પીવાની નાની ઉંમરમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.

### [૨] ઉમ્મે કુલ્સૂમ રહમતુલ્લાહિ અલયહા

હિજરીસન ૧૦૨૫ માં માત્ર ૧૪ (ચઊદ) વર્ષની નાની ઉંમરમાં જ ઈન્તિકાલ ફરમાવ્યો હતો.

આટલી નાની ઉંમરમાં પણ એમનું દિલ જારી થઈ ગયું હતું અને કયારે પણ ગફલત થતી ન હતી.

### [૩] બીબી ખદીજાબાનૂ રહમતુલ્લાહિ અલયહા

આપના નિકાહ આપના ચાચાના દીકરા સાથે થયા હતા. આપને ૩ (ત્રણ) સાહબઝાદહ અને ૭ (સાત) સાહબઝાદીઓ પૈદા થઈ હતી.

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

### હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદનો જન્મ

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ, હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ હતા.

આપનો જન્મ શાબાન હિજરીસન ૧૦૦૫ માં થયો હતો.

### બાળપણમાં જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની નિસબત મેળવી લીધી

**'મન સઈ-દ ફી બત્નિ ઉમ્મિહી'** (પુત્રના લક્ષણ પારણાંમાં) અનુસાર બાળપણથી જ હિદાયત અને વિલાયતની નિશાનીઓ આપની પેશાનીથી પ્રગટ થતી હતી.

હઝરત મુજદિદ રહમતુલ્લાહિ અલયહિ ઈર્શાદ ફરમાવે છે કે :

“મુહમ્મદ સઈદ ચાર–પાંચ વરસના હતા, ત્યારે બીમાર થયા. બીમારીના ગલબહમાં આપથી પૂછવામાં આવ્યું કે :

“તમે શું ચાહો છો ? ”

તેમની મુબારક ઝબાનથી બેઈખ્તિયાર (અનાયાસ) (આ શબ્દો) નીકળ્યા :

“હું ખ્વાજા (બાકી બિલ્લાહ)ને ચાહું છું.”

મેં (હઝરત મુજદિદ રહમતુલ્લાહિ અલયહિએ) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ કુદિસ સિર્રુહૂ પાસે જઈને આ વાત કરી તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે :

“તમારા મુહમ્મદ સઈદે રિન્દી અને હરીફી કરી અને ગાઈબાનહ (પરોક્ષ) રીતે મારાથી નિસબત લઈ લીધી છે.”

[‘હઝરાતુલ કુદસ’ : ૨ / ૨૧૩, ૨૧૪]

## અજીબ ઈસ્તિઅદાદ (કાબિલિયત)ના માલિક

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુનો ઈર્શાદ છે કે :

“આ શયખ (અહમદ સરહિન્દી મુજદિદે અલફેસાની)ના સાહબઝાદાઓ (મુહમ્મદ સઈદ અને મુહમ્મદ માસૂમ) હજી નાની ઉંમરના છે પરંતુ અલ્લાહ તઆલાના અસરાર (ભેદો) અને અજીબ ઈસ્તિઅદાદ (કાબિલિયત)ના માલિકો છે !

ટૂંકમાં આ કે :

(એ બન્ને ભાઈઓ) શજરએ તય્યિબહ છે, અલ્લાહ તઆલા તેમને પરવાન ચઢાવે ! ”

[‘કુલ્લિયાતે ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) મકતૂબ નંબર : ૬૫]

## જાહેરી ઈલ્મના આપના ત્રણ મહાન ઉસ્તાદો

જયારે હઝરત મુહમ્મદ સઈદ સમજણા થયા ત્યારે જાહેરી ઉલૂમ મેળવવામાં મશગૂલ થયા. આપે ખાસ કરીને નીચે પ્રમાણે ત્રણ મહાન ઉસ્તાદો અને બુઝુર્ગો પાસે જાહેરી ઉલૂમ મેળવ્યો.

### [૧] મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહ

- હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સૌથી પ્રથમ પુત્ર અને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદના મોટા ભાઈ હતા.
- આપ જાહેરી અને બાતિની બન્ને ઉલૂમ અને કમાલાતમાં ઘણો બુલંદ મરતબો ધરાવતા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિએ માત્ર ૧૮ (અઢાર) વરસની ઉંમરમાં જાહેરી ઈલ્મથી ફારિગ થઈને તદરીસ (શીખવવાનું, શિક્ષણ આપવાનું) શરૂ કર્યું.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિકની ઈલ્મી કાબિલિયત વિષે હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

  "એક ઘણાં મોટા આલિમ શીરાઝથી હિન્દુસ્તાન આવ્યા. તેઓ મઅકૂલાત (અકલી ઈલ્મ)માં અજોડ હતા. તેનાથી હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિએ ઉલૂમે અકલિયહની મુશ્કેલ વાતોમાંથી કેટલીક મુશ્કેલીઓની વાત કરી.

  પેલો આલિમ ખૂબ જ પ્રભાવિત થયો અને આપની ઘણી તારીફ કરી અને કહ્યું કે :

  "મને આ ગુમાન ન હતું કે હિન્દુસ્તાનમાં કોઈ આલિમ એવો છે જે ઉલૂમે અકલિયહને સમજવાની આટલી ભારે સલાહિયત ધરાવતો હોય ! અને વળી એની લાજવાબ બહસો (વિવાદો,

દલીલો)માં એટલી ભારે નવીનતા અને પ્રભુત્વ ધરાવતો હોય. પરંતુ જયારે મેં આ નવજવાન (ખ્વાજા મુહમ્મદ સાદિક)ને જોયા તો મને યકીન થઈ ગયું કે આ મુલ્કમાં પણ આવા વિદ્વાનો મોજૂદ છે !" ['હઝરાતુલ કુદસ' : ૨ / ૨૨૪]

- માત્ર ૨૧ (એકવીસ) વરસની ઉંમરે હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા અને ઈર્શાદ તથા તલકીનની ઈજાઝત આપી તેમજ પોતાનો ખાસ અબા (ઝબ્ભો) અર્પણ કર્યો.
- માત્ર ૨૪ (ચોવીસ) વરસની ભરયુવાન ઉંમરમાં કોલેરાની બીમારીમાં આપનો ઈન્તિકાલ થયો.
- હિજરીસન ૧૦૨૫ માં પ્લેગની બીમારીમાં માત્ર ૨૪ (ચોવીસ) વરસની ઉંમરે હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિકનો ઈન્તિકાલ થયો ત્યારે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના આ મહાન સાહબઝાદહ વિષે ફરમાવ્યું કે :

"મારા મરહૂમ ફરઝંદ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ) હક સુબ્હાનહૂ વ તઆલાની આયતોમાંથી એક આયત (નિશાની) હતા અને રબ્બુલ આલમીનની રહમતોમાંથી એક રહમત હતા. ૨૪ (ચોવીસ) વરસની (નાની) ઉંમરમાં તેણે જે કંઈ મેળવ્યું તે કદાચ જ કોઈને મળે !"

[મકતૂબાત શરીફ ભાગ : ૧, મકતૂબ : ૩૦૬]

- આવા મહા વિદ્વાન અને બુલંદ બાતિની મકામ ધરાવનાર પોતાના મોટા ભાઈ પાસે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ જાહેરી ઈલ્મની ઘણી મુશકેલ કિતાબો પઢી.

**[૨] આપના બીજા ઉસ્તાદ ઉસ્તાઝુલ ઉલમા વલ મશાઈખ હઝરત મૌલાના મુહમ્મદ તાહિર લાહોરી રહમતુલ્લાહિ અલયહિ**

આપ પ્રખર આલિમ અને આરિફ તથા હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હતા.

અનેક મોટા મોટા આલિમો અને મશાઈખે આપથી ઈલ્મ હાસિલ કર્યો.

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને પણ આવા પ્રખર આલિમ અને આરિફથી જાહેરી ઈલ્મની કેટલીક ઉચ્ચ કક્ષાની કિતાબો પઢવાનો શર્ફ હાસિલ થયો.

**[3] આપના ત્રીજા ઉસ્તાદ આપના મુહતરમ વાલિદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ મોટા ભાગની કિતાબો પોતાના મહાન વાલિદ માજિદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પાસે પઢી.

આપ માત્ર સત્તર કે અઢાર વરસની યુવાન વયે તો જાહેરી ઈલ્મથી ફારિગ થઈને પ્રખર આલિમ બની ગયા.

**<u>તરીકે મુસાફહા</u>**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ મુસાફહાની સઆદત નીચેના મહાન બુઝુર્ગોથી હાસિલ કરી હતી.

(૧) આપના શયખ અને વાલિદ કુતુબે રબ્બાની શયખ અહમદ ફારૂકી સરહિંદી રહમતુલ્લાહિ અલયહિથી.

(૨) તેમણે હઝરત શયખ અબ્દુર્રહમાન બદખ્શી રહમતુલ્લાહિ અલયહિથી. (આપ હાજી રમઝી નામથી મશહૂર હતા.)

(૩) તેમણે હઝરત હાફિઝ સુલતાન અવબહી રહમતુલ્લાહિ અલયહિથી. આપનો ઈન્તિકાલ ૧૧૦ (એકસો દસ) વરસની ઉંમરે થયો હતો.)

(૪)તેમણે હઝરત શયખ મહમૂદ અસફરાઈની રહિમહુલ્લાહુથી.
(૫)તેમણે હઝરત શયખ સઈદ હબશી રહમતુલ્લાહિ અલયહિથી.
(૬)તેમણે મહબૂબે રબ્બલુ આલમીન અલયહિસ્સલાતુ વસ્સલામ વ આલિહી વ અસહાબિહી અજમઈનથી મુસાફહાની સઆદત હાસિલ કરી હતી.

**નોંધ** : (૧)

'ખુલાસતુલ મનાકિબ' નામની કિતાબમાં લખ્યું છે કે :

- ઉપરની યાદીમાં નંબર : પાંચથી જેમનો ઉલ્લેખ થયો છે તે હઝરત શયખ સઈદ હબશી રહમતુલ્લાહિ અલયહિનો મુસાફહા આલમે અરવાહમાં થયો હતો.
- હઝરત શયખ સઈદ હબશી રહમતુલ્લાહિ અલયહિ હઝરત ઈસા અલયહિસ્સલામના સહાબી હતા.
- હઝરત ઈસા અલયહિસ્સલામે જયારે સય્યિદુલ મુરસલીન અલયહિસ્સલામની પ્રશંસા, વખાણ અને તારીફ બયાન કરી ત્યારે હઝરત શૈખ સઈદ હબશી (રહ.)એ હઝરત ઈસા અલયહિસ્સલામથી પોતાની ઉંમર લાંબી થાય તે માટે દુઆની દરખાસ્ત કરી.
- હઝરત ઈસા અલયહિસ્સલામની દુઆના કારણે તેઓ ઘણાં લાંબા સમય સુધી હયાત રહ્યા, અહીં સુધી કે તેમને હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામની મુબારક સુહબત પ્રાપ્ત થઈ.
- તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુસાફહા કર્યો. અને હઝરત નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમથી પણ પોતાની ઉંમર લાંબી થાય તે માટે દુઆ કરવાની દરખાસ્ત કરી. જેના કારણે તેમણે હજુ વધારે લાંબી ઉંમર મેળવી.

**નોંધ** : (૨)

ઉપર નોંધમાં 'ખુલાસતુલ મનાકિબ' કિતાબનો ઉલ્લેખ થયો છે તેના લેખક નૂરદ્દીન જઅફર બદખ્શી છે. એમાં તેમણે મીર સય્યિદ અલી હમદાની કશમીરીના હાલાત (જીવનચરિત્ર) લખ્યા છે.

['લતાઈફે મદીનહ' ઉર્દૂ અનુવાદ, પાના : ૭૫, ૮૭]

**સનદે હદીષ**

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ સિહાહ સિત્તહ [હદીષ શરીફની ૬ (છ) મુસ્તનદ (પ્રમાણભૂત) કિતાબો :
(૧) બુખારી શરીફ (૨) મુસ્લિમ શરીફ (૩) તિરમિઝી શરીફ
(૪) અબૂ દાઉદ શરીફ (૫) ઈબ્ને માજહ શરીફ (૬) નસાઈ શરીફ]
ની ઈજાઝત કેટલાયે તરીકાઓથી અસહાબે સિહાહ (સિહાહના મુહદ્દિષો)થી હાસિલ કરી હતી.
- અહીં માત્ર એક જ તરીકો નકલ કરવામાં આવે છે જેની સનદ ખૂબ આલી (ઉચ્ચ કક્ષાની) છે.

**હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ હદીષ શરીફની સનદ (ઈજાઝત) :**

(૦૧) અલ્લામહ, મુહદ્દિષ, ઈમામ (આલી) મકામ અને બલદુલ હરામ (હરમ શરીફ શહેર)ના મુફતી શયખ અલી મક્કી તબરી હુસયની શાફિઈથી મેળવી.

(૦૨) તેમણે આ સનદ શયખ અલી અઅમી માલિકી મદનીથી મેળવી.

(૦૩) એ જ પ્રમાણે તેમણે પોતાના શયખ અને વાલિદ કુતુબે અહલે તરીકત વલ હકીકત શયખ અહમદ ઉમરીથી મેળવી.

(૦૪) તેમણે હદીષ શરીફની સમાઅત (સાંભળવાની ખૂશનસીબી) પ્રથમ કાઝી બહલૂલ (બદખશી)થી કરી.

(૦૫) તેમણે બકિય્યતુસ સલફ શયખ મઅઝઝમ અબ્દુર્રહમાન બિન

ફહદથી કરી.

(૦૬)તેમણે પોતાના વાલિદ અબ્દુલકાદિર બિન અબ્દુલ અઝીઝ બિન ફહદથી કરી.

(૦૭)તેમણે પોતાના કાકા હાફિઝ જારુલ્લાહ બિન ફહદથી કરી.

(૦૮)તેમણે પોતાના વાલિદ હાફિઝ ઈઝુદીન અબ્દુલ અઝીઝ બિન ફહદથી કરી.

(૦૯)તેમણે પોતાના દાદા હાફિઝ તકિયુદીન મુહમ્મદ બિન ફહદ હાશમી અલવીથી કરી.

(૧૦)તેમણે શયખ બુરહાનુદીન અમ્બાસીથી કરી.

(૧૧)તેમણે કાઝિયુલ કુઝાત (ચીફ જસ્ટીશ) અબૂ હામિદ મતરી બકરાતીથી કરી.

(૧૨)તેમણે ખતીબ બદરુદીન અબૂલ ફત્હ મબરૂરમીથી કરી.

(૧૩)તેમણે શયખ નજીબુદીન અબ્દુલ લતીફ હરાનીથી કરી.

(૧૪)તેમણે હાફિઝ અબૂલ ફરજ ઈબ્ને જવઝીથી કરી.

(૧૫)તેમણે અબૂ સઈદ ઈસમાઈલ બિન અબી સાલિહ નીશાપૂરીથી કરી.

(૧૬)તેમણે અબૂ સાલિહ અહમદ બિન અબ્દુલ માલિક અલમૂઝનથી કરી.

(૧૭)તેમણે અબૂ તાહિર મુહમ્મદ બિન મહમશથી કરી.

(૧૮)તેમણે અબ્દુર્રહમાન બિન બશર બિન હકમ અબદી નીશાપૂરીથી કરી.

(૧૯)તેમણે સુફિયાન બિન ઉયયનહથી કરી.

(૨૦)તેમણે ઉમરૂ બિન દીનારથી કરી.

(૨૧)તેમણે અબી કાબૂસ મૂલી અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસથી કરી.

(૨૨) તેમણે અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસથી કરી.

(૨૩) તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમથી કરી. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૫, ૭૬]

**સનદે તજવીદ**

કુર્આને પાક પણ આપે સનદે તજવીદની સાથે પઢ્યું છે.

**સનદે મિશકાત**

ઉપરની હદીષ શરીફની સનદમાં ક્રમાંક ૮ (આઠ)માં જેમનું નામ છે તે સય્યિદિના શયખ ઈઝુદીન બિન ફહદના ઝરીઆથી નીચે પ્રમાણે વાસિલ થાય છે કે તેમણે :

(૧) શયખુલ ઈસ્લામ ઈબ્ને હજર અસકલાનીથી,

(૨) તેમણે શયખ તકિયુદીન બિન ફહદ હાશમીથી,

(૩) તેમણે શયખુલ ઈમામ શરફુદીન અબ્દુર્રહીમ બહરીથી,

(૪) તેમણે અલ્લામહ ઈમામુદીન અલી બિન મુબારક શાહ સિદ્દીકી સાવજી, જેઓ ખ્વાજા તરીકે મશહૂર હતા તેમનાથી.

(૫) તેમણે શયખુલ ઈસ્લામ ઈમામ હજરથી,

(૬) તેમણે અલ્લામહ બગવી કાઝિયુલ કુઝાત (ચીફ જસ્ટીશ) મુજદીન બિન મુહંમદ બિન યાકૂબ ફીરોઝાબાદી શીરાઝી સિદ્દીકી શાફિઈથી,

(૭) તેમણે હાફિઝ જલાલુદીન હુસયન અખલાતી અને હુજ્જતુલ હુમામ કમિસિદીન મુહમ્મદ મુકદસીથી,

(૮) તેમણે મજકૂર સાવજીથી.

**કાબિલ શિક્ષક**

સાહબઝાદહ બદરુલ ઈસ્લામ સિદ્દીકી સાહબે લખ્યું છે કે :

હઝરત મુજદિદ સાહબે પોતાની બીજી રૂહાની મસરૂફિયાત (પ્રવૃત્તિઓ) છતાં ખાનકાહ શરીફમાં કિતાબોને શીખવા, શિખવવામાં

કમી ન કરી. આપે એના માટે પોતાની સરપરસ્તીમાં :

ઉસ્તાઝુલ ઉલમા વલ મશાઈખ હઝરત મૌલાના મુહમ્મદ તાહિર લાહોરી રહમતુલ્લાહિ અલયહિ

અને પોતાના લખ્તે જિગર (વહાલા ફરઝંદો) :

હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ

અને બીજા સાહબઝાદાઓ તેમજ ખુલફાએ કિરામને વિવિધ ઉચ્ચ કક્ષાની કિતાબો શિખવવાના માટે મુકર્રર ફરમાવી દીધા.

['જહાંને ઈમામે રબ્બાની' : ૯ / ૫૧૮૯]

જાહેરી ઈલ્મથી ફારિગ થઈને હવે વાલિદ સાહબના હુકમથી હઝરત મુહમ્મદ સઈદે શિક્ષણ આપવાનું શરૂ કર્યું.

## આપ મુશ્કેલ કિતાબો પઢાવતા હતા

- આપ એક કાબિલ, નિષ્ણાત શિક્ષક (ઉસ્તાદ, મુદર્રિસ) હતા.
- આપ 'શર્હે હિકમતુલ અયન', 'અઝદી' અને 'બયઝાવી' જેવી મુશ્કેલ કિતાબો પઢાવતા હતા.

## આપના શિક્ષણ કાર્યનું સમયપત્રક

- સવારે ચાશતની નમાઝથી ફારિગ થઈ ઝવાલે આફતાબ (સૂરજ ઢળવાના સમય) સુધી શિક્ષણ કાર્ય કરતા હતા.
- અને ઝોહરની નમાઝથી ફારિગ થઈને કુરઆન મજીદની તિલાવત કરતા હતા.
- તિલાવતથી ફારિગ થઈને અસરની નમાઝ સુધી આપ કિતાબોનો દર્સ આપતા હતા.

## હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિની સિહાહ સિત્તહની શિક્ષણની સાંકળ આપ સુધી પહોંચે છે

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.) લખે છે કે :

બંદએ નાચીઝ વલીયુલ્લાહને ઈજાઝત આપી મિશકાતુલ મસાબીહની અને સહીહ બુખારી શરીફ વગેરે સિહાહ સિત્તહની મુઅતમદ સાબિતુલ કવલ પ્રમાણે :

(૧) હાજી મુહમ્મદ અફઝલે.
(૨) તેમણે શયખ અબ્દુલ અહદથી,
(૩) તેમણે પોતાના વાલિદ શયખ મુહમ્મદ સઈદથી,
(૪) તેમણે પોતાના વાલિદ શયખે તરીકત શયખ અહમદ સરહિંદથી.

['શિફાઉલ અલીલ'નો ઉર્દૂ અનુવાદ 'કવલુલ જમીલ' પાનું : ૧૨૬]

## ☐ નાના ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિએ આપથી જાહેરી અને બાતિની ઈલ્મ મેળવ્યો

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી નાના સાહબઝાદહ ખ્વાજા મુહમ્મદ યહ્યા, જે શાહજીવ તરીકે મશહૂર હતા.

આપની શાદી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની પૌત્રી અર્થાત આપના મોટા પુત્ર ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી સાથે થઈ હતી.

તેમણે હઝરત મુજદ્દિદ સાહબના ઈન્તિકાલ બાદ ઉલૂમે જાહેરી અને બાતિની પોતાના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમથી હાસિલ કર્યો.

['જહાંને ઈમામે રબ્બાની' : ૮ / ૬૪૧૪, ૬૪૧૫]

**☐ આપના દર્સમાં ફાખ્તહ (હોલી નામનું પક્ષી) પણ આવતું હતું**

ચોથા કય્યૂમ, હઝરત ખલીફતુલ્લાહ મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"હઝરત ખાઝિનુર્રહમહ (ખ્વાજા મુહમ્મદ સઈદ) સવારથી સાંજ સુધી શાગિર્દોને સબક પઢાવ્યા કરતા હતા. દરરોજ એક ફાખ્તહ (હોલી પક્ષી) આપના દર્સમાં સામેના ઝાડની ડાળી ઉપર બેઠેલું રહેતું હતું."

એક દિવસે ખાઝિનુર્રહમહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) ફરમાવ્યું કે :

"શું કરું, આ જાનવર (પક્ષી) છે. જો ઈન્સાન હોતે તો એની ઈસ્તિઅદાદ (કાબિલિયત) એવી છે કે પોતાના સમયના મોટા ઔલિયામાંથી હોતે."['રવઝતુલ કય્યૂમિયહ' : ૧ / ૪૬૮, ૪૬૯]

**☐ હઝરત મુહમ્મદ અશરફ (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)ના પુત્રએ આપથી ઈલ્મ મેળવ્યો**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ચોથા ફરઝંદ હઝરત મુહમ્મદ અશરફ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના માનનીય ચાચા હઝરત ખાઝિનુર્રહમહ (ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ)થી કુરઆન મજીદનો તરજુમા (અનુવાદ) અને મઆરિફ હાસિલ કર્યા. ['રવઝતુલ કય્યૂમિયહ' : ૪ / ૫૪]

## અલ્લાહ તઆલાની ઈનાયતો

[૧]

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ હાશિમ કશમી રહમતુલ્લાહિ અલયહિએ

પોતાની કિતાબ 'ઝુબ્દતુલ મકામાત'માં લખ્યું છે કે :

એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની કુદ્દિસ સિર્રુહૂએ આ બન્ને ભાઈઓ (ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ અલયહિમુર્રહમા)ના વિષે ફરમાવ્યું કે :

> "જ્યારે (મોટા ફરઝંદ) મુહમ્મદ સાદિક મરહૂમનો ઈન્તિકાલ થઈ ગયો તો મેં પોતાના દિલમાં ખ્યાલ કર્યો કે હવે કોઈ એવો ફરઝંદ જે જાહેરી ફઝાઈલ અને બાતિની અહવાલમાં કમાલ (પરિપૂર્ણતા) ધરાવતો હોય, કયાંથી મેળવીશ !
>
> આખરે હક સુબ્હાનહૂ વ તઆલાએ માત્ર પોતાના ફઝલ અને કરમથી આ બન્ને ભાઈઓને તેમના સ્થાને ઈનાયત ફરમાવ્યા. અલ્હમ્દુલિલ્લાહિ અલા ઈહસાનિહી."

['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૦]

**[૨]**

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના એક બીજા મહાન ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદ્દિસ સિર્રુહૂ ફરમાવે છે કે :

> "વબા (પ્લેગના રોગ)ના દિવસોમાં હઝરત મુજદ્દિદ અલફેસાની કુદ્દિસ સિર્રુહૂને ઘણાં કરુણ બનાવો બરદાશ્ત કરવા પડયા. ત્રણ જ દિવસમાં :

- મોટા ભાઈ ખ્વાજા મુહમ્મદ સાદિક,
- નાના ભાઈઓ ખ્વાજા મુહમ્મદ ફર્રુખ અને
- ખ્વાજા મુહમ્મદ ઈસા અને બીજા ઘણાં

સગાં–સંબંધીઓ વફાત પામ્યા.

હું પણ સખત બીમાર થયો અને જીવવાની આશા ન રહી. એના કારણે હઝરત મુજદ્દિદે અલફેસાની કુદ્દિસ સિર્રુહૂના મુબારક દિલમાં ગંભીર ચિંતા પેદા થઈ ગઈ.

એ જ સમયમાં એક રાતે તજલ્લિએ ખાસુલ ખાસ અને બારગાહે ઈલાહીનો ખાસ ઝુહૂર હઝરત મુજદ્દિદે અલફેસાની પર વારિદ થયો.

આપને માલૂમ થયું કે આ જલાલનો નુઝૂલ માત્ર આપને તસલ્લી અને બશારત આપવા માટે છે.

આ ફખ્ર લાયક ઈનાયતો અને વિપુલ અલતાફ ઉતરવાના સમયે અલ્લાહ તઆલાનો હુકમ થયો કે :

"મુહમ્મદ સઈદ અને મુહમ્મદ માસૂમને લાવવામાં આવે."

તે પછી એ બન્નેને મારી ઝાનૂ (જાંગ) પર બેસાડવામાં આવ્યા. બન્ને ઉંમરવાન અને સફેદ દાઢીવાળા હતા.

(અલ્લાહ તઆલાનો) હુકમ થયો કે :

"અમે આ બન્ને ફરઝંદો તમને અર્પણ કર્યા. બન્નેની ઉંમર લાંબી થશે."

"હઝરત મૌસૂફ (હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ) આ બશારત (ખૂશખબર)થી ઘણાં ખૂશ થયા અને બધાંને આ ખૂશખબરી સંભળાવી." ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૦૪]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ઈલ્મી પ્રખરતા

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના સૌથી મોટા પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

"મેં મારા વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી મુહમ્મદ

સઈદના માટે ઘણી બશારતો સાંભળી છે.

તેમાંથી એક આ છે કે :

જયારે આપ (વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ) ઉલમાએ રાસિખીનના કમાલાત બયાન ફરમાવી રહ્યા હતા તો ફરમાવ્યું કે :

"મુહમ્મદ સઈદ ઉલમાએ રાસિખીનમાંથી છે."

અને આ પણ ફરમાવ્યું કે :

"મુહમ્મદ સઈદ સાબિકીનમાંથી છે."

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને 'હઝરાતુલ કુદસ' કિતાબના લેખક હઝરત મુલ્લા બદરુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

"ખ્વાજા મુહમ્મદ સઈદે આ નિસબતો મળવા વિષે પોતાના મકતૂબાત (પત્રો)માં ઉલ્લેખ પણ કર્યો છે."

['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૬]

☐ **આપ ઉલમાએ રાસિખીન અને સાબિકીનમાંથી હતા.**

☐ **તમામ ઉલૂમમાં નિષ્ણાત હતા.**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ તમામ ઉલૂમમાં નિષ્ણાત હતા.

તફસીર અને હદીષ શરીફ,
ફિકહ અને કલામ,
મઆની અને બદીઅ,
મન્તિક અને હિકમત,

ટૂંકમાં દરેક પર સંપૂર્ણ કાબૂ અને વર્ચસ્વ ધરાવતા હતા.

### ☐ ફિકહમાં ઊંચી કાબિલિયત ધરાવતા હતા

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ ફિકહમાં ઊંચી કાબિલિયત ધરાવતા હતા. ફિકહમાં અજોડ હતા. મુશ્કેલમાં મુશ્કેલ મસાઈલને મામૂલી તવજ્જુહ (સોચ વિચાર)થી હલ ફરમાવી દેતા હતા. ['તઝકિરહ મુજદ્દિદે અલફેસાની' પાનું : ૩૧૫]

### ☐ ઉસૂલે ફિકહના મુશ્કેલ મસઅલાનો તત્કાલ વિસ્તૃત જવાબ આપ્યો

મુલ્લા મુહમ્મદ હાશિમ કશમી લખે છે કે :

એક આલિમે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદને ઉસૂલે ફિકહ વિષે એક મુશ્કેલ મસઅલો પૂછયો.

આપે તેનો ખૂબ જ વિગતવાર (વિસ્તૃત) જવાબ આપ્યો.

પેલા આલિમે પોતાનું મુખ મારા કાન પાસે લાવીને મને કહ્યું કે :

"શું તમને ખબર છે કે તમારા મખ્દૂમઝાદહ (તમારા શયખના ફરઝંદ ખ્વાજા મુહમ્મદ સઈદ)ની ઈલ્મી પ્રખરતાની કોઈ જોડ નથી !" ['જહાંને ઈમામે રબ્બાની' : ૧ / ૪૫૦]

### ☐ હઝરત મુજદ્દિદ (રહ.) ફિકહી મસઅલા આપથી પૂછતા હતા

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિને ઘણી વખતે કોઈ ફિકહી મસઅલાની તહકીક (સંશોધન)ની જરૂર જણાતી તો આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદને પૂછતા અને જયારે તેઓ મજકૂર મસઅલાને હલ ફરમાવી દેતા તો ઘણાં ખૂશ થતા, દુઆઓ આપતા.

### ☐ બાદશાહ આપના સિવાય બીજા કોઈથી મસઅલા પૂછતા ન હતા

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :

"જયારે કદી આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ) બાદશાહને ત્યાં કોઈ પ્રસંગના સિલસિલામાં જાય છે તો બાદશાહ આપના સિવાય કોઈનાથી મસાઈલ પૂછતા નથી જો કે બાદશાહના દરબારમાં ઉલમા અને ફાઝિલો હંમેશા હાજર રહે છે." ['હઝરાતુલ કુદસ' : ૧ / ૨૧૫]

## ☐ હનફી ફિકહના સમર્થનમાં આપે કિતાબ લખી

હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુના ખલીફા હઝરત મુહમ્મદ હાશિમ કશમી રહિમહુલ્લાહુએ 'ઝુબ્દતુલ મકામાત'માં લખ્યું છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે કેટલીક મુઅતબર (વિશ્વાસપાત્ર) દરસી કિતાબો પર હાશિયાઓ અને તઅલીકાત (પૂર્વાપર સંબંધો અને ઉદાહરણો સહિત સમજૂતી) પણ લખ્યા છે.

એમાંથી 'મિશકાતુલ મસાબીહ' પર હવાશીમાં આપે તે અહાદીષની સિહત અને અહમિયત પર બહસ (ચર્ચા) કરી છે જે હનફી ઈમામોનો મૂળસ્રોત છે. ઉલમાએ આ તાલીકાતને પસંદ કરી છે.

['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૧]

## ☐ મુનાઝરહ પર આપ સંપૂર્ણ વર્ચસ્વ ધરાવતા હતા

મુનાઝરહ પર આપને પૂરી કુદરત હાસિલ હતી. ઘણી વખત મહાન આલિમો સાથે આપનો વાદવિવાદ થયો. દરેક વખતે આપ ગાલિબ રહ્યા અને હરીફને ખામોશ કરી દીધા. લાચાર થઈને બધાં જ ઉલમાએ આપની તારીફ અને પ્રશંસા કરી અને પોતાની કોતાહી (ઉણપ) અને ઈજઝ (લાચારી)ને આપના વખાણના પરદામાં છુપાવી લીધા.

## ☐ અલ્લામહ આસિફ જાહના અશકય સવાલોના તત્કાલ જવાબો આપ્યા

અલ્લામહ આસિફ જાહ ઉલૂમે અકલિયા (બૌધ્ધિક વિદ્યા)માં સંપૂર્ણ કુદરત ધરાવતા હતા.

તેમણે કેટલાક કવિ એતિરાઝાત (મજબૂત વાંધાઓ) આપની સામે રજૂ કર્યા. એ વાંધાઓના જવાબો શકય જ ન હોવાનું અલ્લામહ આસિફ જાહ સમજતા હતા.

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે ઈનાયતે ખુદાવંદીથી તત્કાલ અને આસાનીથી, નિહાયત સિહતની સાથે તેમને સંતોષિત કરી દીધા.

અલ્લામહ આસિફ જાહ તે જ વખતે બાદશાહ (શાહ જહાન)ની પાસે ગયા અને ખ્વાજા મુહમ્મદ સઈદની પ્રશંસા અને વખાણ કર્યા અને કહ્યું કે :

> "હઝરત મુજદ્દિદના ફરઝંદ શયખ મુહમ્મદ સઈદ ઈલ્મ અને ફઝલમાં પોતાના વાલિદના જેવા છે."

['હઝરાતુલ કુદસ' : ૧ / ૨૧૪]

## ☐ સજદએ તહિય્યહ અને સજદએ ઈબાદત વિષે મુનાઝરહ

એક વખતે લાહોરમાં કોઈ શખ્સે ત્યાંના ઉલમા અને મશાઈખની દઅવત કરી. સંજોગવશાત તે દિવસોમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ પણ પોતાના નાના ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમની સાથે લાહોરમાં મોજૂદ હતા. એટલે એ બન્ને ભાઈઓને પણ દાવત આપવામાં આવી.

ત્યાં દાવતમાં સજદએ તહિય્યત (બાદશાહ વગેરેને માન આપવા માટે કરવામાં આવતો સજદહ) અને સજદએ ઈબાદત પર

ચર્ચા શરૂ થઈ ગઈ.

આ બન્ને ભાઈઓ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ) એક તરફ હતા અને તમામ ઉલમા બીજી તરફ હતા.

તમામ ઉલમા આપની ઈલ્મી કુવ્વતને જોઈને નવાઈ પામ્યા. પૂછવા લાગ્યા કે, આ બન્ને કોણ છે ?

જયારે તેમને માલૂમ થયું કે એ બન્ને હઝરત મુજદ્દિદ અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદાઓ છે તો તેઓ કહેવા લાગ્યા કે :

"વિલાયતની આવી સીપ (છીપ)માંથી એવા જ હિદાયતના મોતીઓ નીકળતા રહે છે !"

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિય્યહ રહમતુલ્લાહિ અલયહિ' પાનું : ૨૬૪, ૨૬૫]

**મૌલાના અબૂલ ખૈરના વાંધાનો અરધી રાતે તત્કાલ જવાબ આપ્યો**

ચોથા કય્યૂમ (હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહ.) ફરમાવે છે :

એક વખતે અબૂલ ખૈર (નામનો આલિમ) અરધી રાતે, વરસતા વરસાદમાં બન્ને ભાઈઓ : ખાઝિનુર્રહમહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) અને ઉર્વતુલ વુસ્કા (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતમાં હાજર થયો.

તેના હાથમાં એક પરચો (પેમ્ફલેટ) હતો જે આ બન્ને ભાઈઓએ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક ઉર્સની દાવત વિષે લખ્યો હતો.

અબૂલ ખૈરે કહ્યું કે :

"આ પરચામાં એક વાત બેજા (અસ્થાને) છે."

હઝરત ખાઝિનુર્રહમહ (ખ્વાજા મુહમ્મદ સઈદ) રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"આ પરચો અમે નથી લખ્યો. એને લખનારા બીજા છે. તેમણે અમારા હુકમથી લખ્યો છે. લાવો ! જોઉં કે એમાં કઈ વાત બેજા (અસ્થાને) છે."

જ્યારે તેણે આપને પરચો આપ્યો તો આપે પેલી બેજા વાતને પણ પોતાના તસર્રુફ (રૂહાની પ્રભાવ)થી બજા (યથા સ્થાને) કરી દીધી. તે પછી ફરમાવ્યું કે :

"આ વાત તો બજા (યોગ્ય સ્થાને) છે બેજા (અસ્થાને) કેવી રીતે કહો છો ? "

જ્યારે અબૂલ ખયરે પરચો લઈને ફરીથી વાંચ્યો તો ખરેખર એ વાત બજા (યોગ્ય સ્થાને) હતી ! તે શરમાઈ ગયો ! અને માફી માંગી કે મારાથી ગલતી થઈ ગઈ !

હઝરત ખાઝિનુર્રહમહ (ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે :

"અરધી રાતે કેમ તકલીફ ઉઠાવી ? કાલે જાહેરમાં અમને મુંઝવણમાં મૂકવા હતા."

અબૂલ ખયરે કહ્યું :

"(હું ખૂબ બેચેન હતો.) મારી રાત કેવી રીતે વિતતે ? "

['રવઝતુલ કય્યૂમિય્યહ', જિલ્દ : ૧ / ૪૬૪]

☐ **હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (પત્રો)ને સમજાવવાનો આપનો તરીકો**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના બન્ને સાહબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ ખૂબ જ કાળજીથી હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાતને સમજાવવાનો બંદોબસ્ત કરતા હતા.

મકતૂબાત શરીફની દર્સની મજલિસમાં :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ ખામોશ બેસીને માત્ર સાંભળતા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ મકતૂબાત શરીફની શર્હ (વિવરણ, સમજૂતી) બયાન કરતા હતા.

મજકૂર બન્ને બુઝુર્ગોની કાર્ય પધ્ધતિનું કારણ આ છે કે :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ દર્સના દૌરાન હઝરત મુજદ્દિદે અલફેસાનીના રૂહાની ફૈઝથી ફયઝયાબ થતા હતા. અને તે જ ફૈઝને આપ દર્સને સાંભળનારાઓના દિલોમાં ઈલ્કા ફરમાવતા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનું દર્સના દવરાન કાયદેસર તકરીર કરવું મુફસ્સિરીન (તફસીર કરનારાઓ) અને મુહદ્દિષીન (હદીષ શરીફના નિષ્ણાતો)ની ઈત્તિબાઅ હતી.

['જહાંને ઈમામે રબ્બાની' : ૫ / ૨૬૬૧]

## 2 હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના બાતિની અવસાફ અને કમાલાત

### ☐ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો ઈર્શાદ

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુએ ફરમાવ્યું છે કે :

**''ઔલાદે શયખ અહમદ પારાહાએ જવાહરઅંદ''**

[શયખ અહમદની ઔલાદ જવાહરપારા છે.]

તે પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)એ ફરમાવ્યું કે :

"આ બન્ને હઝરાત [ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ] આખિર સુધી હઝરત મુજદ્દિદે અલફેસાનીના મકામ સુધી પહોંચ્યા છે."['જહાંને ઈમામે રબ્બાની : ૪ / ૨૪૯૮]

આ ઈરશાદમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના અતિ ઉચ્ચ મકામ અને કાબિલિયત તરફ સ્પષ્ટ ઈશારો છે.

☐ **આપના અખ્લાક**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ પોતાના મહાન વાલિદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની જેમ :

- શરીઅત અને તકવાથી સંપૂર્ણ આભૂષિત હતા.
- સુન્નતોનું પાલન અને અમલ ચુસ્ત રીતે અઝીમતથી કરતા હતા.
- સદગુણો, સદવર્તન, શિષ્ટ રીતભાત, વિનમ્રતા, વાણીમાં મધુરતા, વિનય, વિવેક વગેરેથી સંપન્ન હતા.
- મખ્લૂકની દિલજોઈ (લોકોને રાઝી રાખવા)વાળા હતા.
- પોતાની બેનફસી અને સખાવત આપના આમ ફઝાઈલ છે.

☐ **સુલૂકની તાલીમ અને રૂહાની કમાલાત**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઉલૂમે જાહિરીની જેમ કમાલાતે બાતિની પણ પોતાના વાલિદ સાહબથી હાસિલ કર્યો છે. અને તકમીલને કમાલના દરજા સુધી પહોંચાડયા છે.

☐ **ત્રણ સિલસિલાની ખિલાફત અને ઈજાઝત**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને આપના મહાન વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની તરફથી

ત્રણ સિલસિલાઓની ખિલાફત અને ઈજાઝત આપવામાં આવી હતી : નકશબંદિય્યહ, કાદિરિય્યહ અને ચિશ્તિય્યહ.

એ ત્રણે સિલસિલાના શજરએ તય્યિબહ અહીં 'લતાઈફે મદીનહ' કિતાબના ઉર્દૂ અનુવાદમાંથી નકલ કરવામાં આવે છે.

'લતાઈફે મદીનહ' કિતાબના લેખક હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદા અને ખલીફા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ છે.

**[૧] નકશબંદી સિલસિલાનો શજરહ શરીફ**

(૦૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ, ખાઝિનુર્રહમહ રહિમહુલ્લાહ
(૦૨) કુતુબે રબ્બાની, હબીબે સુબ્હાની, શયખ અહમદ ઉમરી (સરહિંદી) રહમતુલ્લાહિ અલયહિ
(૦૩) કુતુબે રબ્બાની ઈમામના ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.)
(૦૪) કુતુબે રબ્બાની મૌલાના ખ્વાજગી અમકંગી રહિમહુલ્લાહ
(૦૫) કુતુબે રબ્બાની ખ્વાજા મૌલાના દુરવેશ મુહમ્મદ વલી (રહ.)
(૦૬) કુતુબે રબ્બાની મૌલાના ખ્વાજા ઝાહિદ વલી રહિમહુલ્લાહ
(૦૭) કુતુબે રબ્બાની ખ્વાજા ઉબયદુલ્લાહ મઅરૂફ ઉર્ફ ખ્વાજા અહરાર રહમતુલ્લાહિ અલયહિ
(૦૮) કુતુબે રબ્બાની મૌલાના ખ્વાજા યઅકૂબ (ચરખી) ખલીફતુર્રહમાની સિર્રે સુબ્હાની રહમતુલ્લાહિ અલયહિ
(૦૯) ગૌસે સમદાની ખ્વાજા બહાઉદ્દીન મઅરૂફ ઉર્ફ નકશબંદ કુદ્દિસ સિર્રુહુલ અકદસ
(૧૦) કુતુબે રબ્બાની ખ્વાજા અમીર કુલાલ રહમતુલ્લાહિ અલયહિ
(૧૧) કુતુબે રબ્બાની મુહમ્મદ સમાસી મઅરૂફ ઉર્ફ ખ્વાજા બાબા
(૧૨) કુતુબે રબ્બાની ખ્વાજા અલી રામિતની રહમતુલ્લાહિ અલયહિ

(૧૩)કુતુબે રબ્બાની ખ્વાજા મહમૂદ અંજીર ફગનવી રહિમહુલ્લાહ
(૧૪)કુતુબે રબ્બાની ખ્વાજા આરિફ રેગકરી રહમતુલ્લાહિ અલયહિ
(૧૫)કુતુબે રબ્બાની ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની રહિમહુલ્લાહ
(૧૬)કુતુબે રબ્બાની ખ્વાજા યૂસુફ હમદાની રહમતુલ્લાહિ અલયહિ
(૧૭)કુતુબે રબ્બાની અબૂ અલી ફારમદી રહમતુલ્લાહિ અલયહિ
(૧૮)કુતુબે રબ્બાની શયખ અબૂલ હસન ખિરકાની રહમતુલ્લાહિ અલયહિ અને ખ્વાજા અબૂલ કાસિમ ફુરકાની રહિમહુલ્લાહ
(૧૯)કુતુબે રબ્બાની બાયઝીદ તયફૂર બુસ્તામી રહમતુલ્લાહિ અલયહિ
(૨૦)ઈમામે હુમામ જઅફર સાદિક સબ્તે હબીબુલ્લાહ રહિમહુલ્લાહ
(૨૧)ઈમામે હુમામ કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબકર સિદીક ખૈરુલ અખ્યાર રહમતુલ્લાહિ અલયહિ
(૨૨)સય્યિદુલ મુરસલીન, ખાતિમુન્નબિય્યિન, નબીએ મુસ્તફા વ રસૂલે મુજતબા અલયહિ વ આલિહી અસ્સલાતુ વત્તસ્લીમાત

**નોંધ :**

હઝરત ખ્વાજા અબૂઅલી ફારમદી (રહ.) (નં. : ૧૭) એ :

- હઝરત અબૂલ કાસિમ ફુરકાની રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત શયખ અબૂલ હસન ખિરકાની રહમતુલ્લાહિ અલયહિ

બન્ને બુઝુર્ગોથી ફયઝ મેળવ્યો હતો.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાના નંબર : ૭૨, ૭૩, ૮૬]

## [૨] કાદિરિય્યહ સિલસિલાનો શજરહ શરીફ

(૦૧)હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
(૦૨)હઝરત શયખ મુજદ્દિદે અલફેસાની શયખ અહમદ ઉમરી કુદ્દિસ સિર્રહૂ
(૦૩)હઝરત શાહ ગદા બિન શાહ સિકન્દર કુદ્દિસ સિર્રહુમા

(૦૪)હઝરત શાહ સિકન્દર રહમતુલ્લાહિ અલયહિ
(૦૫)આપના દાદા હઝરત કુદવતુલ મુકમ્મલ શાહ કમાલ (રહ.)
(૦૬)હઝરત શાહ ફુઝયલ રહમતુલ્લાહિ અલયહિ
(૦૭)હઝરત શયખ સય્યિદ ગદા રહમાન સાની રહમતુલ્લાહિ અલયહિ
(૦૮)હઝરત સય્યિદ અબૂલ હસન રહમતુલ્લાહિ અલયહિ
(૦૯)હઝરત કુતુબુલ આલમ શમ્સુદીન સહરાઈ રહિમહુલ્લાહ
(૧૦)હઝરત શયખ સય્યિદ રહમાન અવ્વલ રહમતુલ્લાહિ અલયહિ
(૧૧)કુતુબુલ આલમ હઝરત સય્યિદ અકીલ રહમતુલ્લાહિ અલયહિ
(૧૨) કુતુબુલ આલમ સય્યિદ શરફુદીન રહમતુલ્લાહિ અલયહિ
(૧૩)હઝરત શયખ સય્યિદુસ સાદાત શાહ અબ્દુર્રઝઝાક રહિમહુલ્લાહ
(૧૪)કુતુબે રબ્બાની મહબૂબે સુબ્હાની ગવસુસ સકલયન હઝરત સય્યિદ મુહ્યુદીન મુહમ્મદ શાહ અબ્દુલકાદિર જીલાની (રહ.)
(૧૫)આપના વાલિદ કુતુબલ આલમ સય્યિદુસ સાદાત હઝરત શાહ અબૂ સાલિહ રહમતુલ્લાહિ અલયહિ
(૧૬)હઝરત શયખ સય્યિદ મૂસા જંગી દોસ્ત રહમતુલ્લાહિ અલયહિ
(૧૭)હઝરત શયખ અબ્દુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૧૮)હઝરત શયખ કુતુબુલ આલમ સય્યિદ દાઉદ રહિમહુલ્લાહ
(૧૯)આપના વાલિદ હઝરત શાહ સય્યિદ મૂસા રહિમહુલ્લાહ
(૨૦)આપના વાલિદ કુતુબુલ આલમ હઝરત શાહ અબ્દુલ્લાહ મૂરિસ રહમતુલ્લાહિ અલયહિ
(૨૧)આપના વાલિદ કુતુબુલ આલમ હઝરત શાહ મૂસા જોન (રહ.)
(૨૨) આપના વાલિદ હઝરત શાહ અબ્દુલ્લાહ મહઝ રહિમહુલ્લાહ
(૨૩)આપના વાલિદ સય્યિદુસ સાદાત જામિઉલ બરકાત હઝરત હસન મસના રહમતુલ્લાહિ અલયહિ
(૨૪)ઈમામુલ મુઅમિનીન કુદવતુલ મુત્તકીન હઝરત ઈમામ હસન

રદિયલ્લાહુ તઆલા અન્હુ

(૨૫) ● આપના વાલિદ ઈમામે હુદા સય્યિદે તકા હઝરત અલી મુરતઝા કર્રમલ્લાહુ વજહહૂ અને

● વાલિદહ હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા

(૨૬) સય્યિદુલ મુરસલીન, ખાતિમુન નબિય્યિન, શફીઉલ મુઝનિબીન સલવાતુલ્લાહિ અલયહિ વ અલા આલિહી વ ઈખવાનિહી વ અસહાબિહી અજમઈન

## [૩] ચિશ્તિય્યહ સિલસિલાનો શજરહ શરીફ

(૦૧) હઝરત ખાઝિનુર્રહમહ ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહ

(૦૨) આપના વાલિદ, શયખ, કુતુબુલ આરિફીન, ઈમામુલ વાસિલીન હઝરત શયખ અહમદ ઉમરી (હઝરત મુજદ્દિદે અલફેસાની રહ.)

(૦૩) આપના શયખ અને વાલિદ, આરિફ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ

(૦૪) શયખે કામિલ હઝરત શયખ રુકનુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

(૦૫) આપના શયખ અને વાલિદ વાસિલુશ શયખ હઝરત અબ્દુલ કુદ્દૂસ ગઝનવી રહમતુલ્લાહિ અલયહિ

(૦૬) હઝરત શયખ મુહમ્મદ આરિફ રહમતુલ્લાહિ અલયહિ

(૦૭) હઝરત શયખ અહમદ રહમતુલ્લાહિ અલયહિ

(૦૮) હઝરત અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહિ

(૦૯) હઝરત શયખ જલાલુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

(૧૦) હઝરત શયખ શમ્સુદ્દીન તુર્ક રહમતુલ્લાહિ અલયહિ

(૧૧) હઝરત શયખ અલાઉદ્દીન અલી બિન અહમદ સાબિર (રહ.)

(૧૨) અકમલુલ ઔલિયા શયખ ફરીદુલ હક વ દીન મસઊદ મઅરૂફ ઉર્ફ હઝરત ગંજશકર રહમતુલ્લાહિ અલયહિ

(૧૩) કુદવતુલ વાસિલીન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર ઉવેશી,

કાકી દહેલવી રહમતુલ્લાહિ અલયહિ
(૧૪)ઝુબ્દતુલ આરિફીન, કુદવતુલ વાસિલીન હઝરત ખ્વાજા મુઈનુદીન સજઝી, ચિશ્તી, અજમેરી રહમતુલ્લાહિ અલયહિ
(૧૫)હઝરત શયખ ઉસમાન હારૂની રહમતુલ્લાહિ અલયહિ
(૧૬)હઝરત શયખ હાજી શરીફ ઝિન્દની રહમતુલ્લાહિ અલયહિ
(૧૭)હઝરત શયખ મવદૂદ ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ
(૧૮)હઝરત શયખ અબૂ યૂસુફ ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ
(૧૯)હઝરત શયખ અબૂ મુહમ્મદ ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ
(૨૦)હઝરત શયખ અબૂ ઈસ્હાક શામી રહમતુલ્લાહિ અલયહિ
(૨૧)હઝરત શયખે ઉલૂ, દીનૂરી રહમતુલ્લાહિ અલયહિ
(૨૨)હઝરત હબિય્યતુલ બસરી રહમતુલ્લાહિ અલયહિ
(૨૩)હઝરત શયખ હુઝયફા અલ મરઅશી રહમતુલ્લાહિ અલયહિ
(૨૪)હઝરત સુલતાન ઈબ્રાહીમ બિન અદહમ રહિમહુલ્લાહ
(૨૫)હઝરત જલાલુદ્દીન ફુઝયલ બિન અયાઝ રહમતુલ્લાહિ અલયહિ
(૨૬)હઝરત શયખ અબ્દુલ વાહિદ બિન ઝયદ રહમતુલ્લાહિ અલયહિ
(૨૭)ઈમામે તાબિઈન હસન બસરી કુદ્દિસ સિર્રુહૂ
(૨૮)અમીરુલ મુઅમિનીન સય્યિદિના મૌલાના અલી મુરતઝા (ક. વ.)
(૨૯)હઝરત સય્યિદુલ મુરસલીન, હબીબુ રબ્બિલ આલમીન, નબિય્યુલ મુસ્તફા વ રસૂલે મુજતબા અલયહિ વ અલા આલિહી વ અસહાબિહી અસ્સલાતુ વલ બરકાતુલ અલી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

## ☐ ખિલાફત અને તરીકાની તાલીમ

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિની પોતાની મોજૂદગી (હાજરી)માં એમની ખિલાફત હેઠળ ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ તરીકાની તાલીમ પણ આપી છે અને

તાલિબોની તરબિયત અને હિદાયત પણ કરી છે. બલકે હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિએ આખરી ઉંમરમાં તરીકાની તાલીમ ઘણી ઓછી કરી હતી અને તાલિબોને ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમને સોંપી દીધા હતા. ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૫]

### ☐ આપની રૂહાનિયતની તારીફ વાલિદના શબ્દોમાં

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ પોતાના હઝરત વાલિદના અસરાર (રહસ્યો, ભેદો)ને સૌથી વધારે જાણનાર હતા. આપની રૂહાનિયતની તારીફ કરતાં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"ઉરૂજ અને ઝવાલા (ઉત્થાન અને પતન)ના કોઈ મકામ પર હું મુહમ્મદ સઈદના વગર નથી ગયો."

['હઝરાતુલ કુદસ' : ૨/ ૩૨૬]

### ☐ હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિના મકામમાં પણ વાલિદની સાથે હતા

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ આ પણ ફરમાવ્યું કે :

"જયારે મારો નુઝૂલ હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહુના મકામમાં થયો ત્યારે મેં જોયું કે મુહમ્મદ સઈદ મારી સાથે હતા." ['હઝરાતુલ કુદસ' : ૨ / ૩૨૬]

### ☐ વિલાયતે અહમદી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

"હું તમને બન્નેને (ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ)ને વિલાયતે અહમદીમાં પામું છું અને બસ."

['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૫]

## ☐ હઝરત મુજદ્દિદ (રહ.)એ આપને પોતાના ઝિમ્મી ફરમાવ્યા

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ ફરમાવ્યું કે :

"(મુહમ્મદ સઈદ !) ગમ ન કરો ! તમે મારા ઝિમ્મી છો, જેવી રીતે હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ હુઝૂર સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝિમ્મી હતા."

['હઝરાતુલ કુદસ' : ૨ / ૩૨૬]

## ☐ મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિની તમામ સિફતોથી આપ મુશર્રફ હતા

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ હજુ ૨૦ (વીસ) વરસની ઉંમરના હતા ત્યારે આપના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિકનો પ્લેગની વબા (રોગ ચાળા)માં ઈન્તિકાલ થઈ ગયો.

ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) ઝી ઈલ્મ (વિદ્વાન) અને મુત્તકી (પરહેઝગાર) ફરઝંદ હતા એટલે હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુના દિલમાં ખ્યાલ પેદા થયો કે હવે આવો ફરઝંદ ક્યાંથી મળશે ?

આખરે અલ્લાહ તઆલાએ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમને તે તમામ સિફાત અતા ફરમાવી જે એમના (મોટા) ભાઈ બુઝુર્ગમાં મોજૂદ હતી.

['ઝુબ્દતુલ મકામાત' પા. : ૩૦૯, 'લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પા. : ૯]

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની વિખ્યાત કિતાબ 'હઝરાતુલ કુદસ'માં મજકૂર બનાવનું વર્ણન આ પ્રમાણે કર્યું છે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

વબા (રોગ ચાળા)ના દિવસોમાં હઝરત મુજદ્દિદે અલફેસાની

રહમતુલ્લાહિ અલયહિ સાથે ઘણાં કરુણ અને દુઃખદ બનાવો બન્યા.

ત્રણ દિવસમાં :

- મોટા ભાઈ મુહમ્મદ સાદિક અને
- નાના ભાઈ ખ્વાજા મુહમ્મદ ફર્રુખ તેમજ
- બીજા નાના ભાઈ ખ્વાજા મુહમ્મદ ઈસા

ઉપરાંત બીજા નિકટના લોકો અને રિશ્તેદારો વફાત પામ્યા.

હું પણ સખત બીમાર થયો. મારા જીવવાની આશા ન રહી. એટલે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક દિલમાં ભારે ચિંતા પેદા થઈ ગઈ.

એ જ સમયમાં એક રાતે ખાસુલ ખાસ તજલ્લી અને મખસૂસ ઝુહૂર બારગાહે ઈલાહીથી હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પર વારિદ થયો અને આપને માલૂમ થયું કે આ જલાલનું નુઝૂલ માત્ર આપની તસલ્લી (સાંત્વન) અને બશારત આપવાના માટે છે.

આ ફખરના લાયક ઈનાયતો અને મહાન અલતાફ (મહેરબાની) ઉતરવાના વખતે અલ્લાહ તઆલાનો હુકમ સાદિર થયો કે :

મુહમ્મદ સઈદ અને મુહમ્મદ માસૂમને લાવવામાં આવે.

તે પછી એ બન્નેને મારા ઝાનૂ (જાંગ) પર બેસાડવામાં આવ્યા.

બન્ને ઉંમરવાન અને સફેદ દાઢીવાળા હતા.

તે પછી અલ્લાહ તઆલાનો હુકમ થયો કે :

“અમે આ બન્ને ફરઝંદ તમને અર્પણ કર્યા. બન્નેની ઉંમર લાંબી થશે.”

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) આ બશારતથી ઘણાં ખૂશ થયા અને બધાંને આ ખૂશખબરી સંભળાવી. ['હઝરાતુલ કુદસ' પા. : ૨૦૪]

## ☐ બાળપણમાં જ ગાઈબાનહ તૌર પર (પરોક્ષ રીતે) આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની નિસબત લઈ લીધી હતી

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના બાળપણના બનાવોમાં આ બનાવ પણ આવી ગયો છે પરંતુ અહીં આપની બાતિની નિસબત વિષે પણ એ બનાવ ખૂબ જ જરૂરી હોવાથી ફરીથી લખવામાં આવે છે.

ખ્વાજા મુહમ્મદ સઈદ હજુ ચાર–પાંચ વરસની ઉંમરના હતા ત્યારે ગંભીર બીમાર થયા. કમઝોરીના ગલબહમાં આપને પૂછવામાં આવ્યું કે :

"શું ચાહો છો ? "

તો આપે બેસાખ્તહ (અનાયાસ) કહ્યું કે :

"હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ)ને ચાહું છું."

હઝરત મુજદિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"મેં આ વાત હઝરત ખ્વાજાની ખિદમતમાં અર્ઝ કરી તો આપે ફરમાવ્યું કે :

મુહમ્મદ સઈદે રિન્દી અને રકાબત ઈખ્તિયાર કરીને ગાઈબાનહ તૌર પર (પરોક્ષ રીતે) મારી નિસબત ઊંચકી લીધી છે ! "

☐

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મકતૂબાત (પત્રો) જે હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને લખેલા છે તેમાં પણ મુહમ્મદ સઈદને શફકત અને મુહબ્બતથી યાદ ફરમાવ્યા છે.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૯ અને ૧૦]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ કુર્આન શરીફના સાંકેતિક શબ્દોના રહસ્યો (અસરાર)ના જાણકાર હતા

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના સૌથી મોટા ફરઝંદ શયખ મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુ અકાબિર ઔલિયામાંથી હતા.

આપ ફરમાવતા હતા કે :

મને હઝરત મુજદ્દિદે અલફેસાનીની ઝબાને મુબારકથી એમના (ખ્વાજા મુહમ્મદ સઈદ)ના વિષે ઘણી અઝીમ (મહાન) બશારતો સાંભળવાનો મોકો મળ્યો છે.

એક દિવસે આપ (હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ) ઉલમાએ રાસિખીન, જેઓ કુર્આની મુકત્તઆત (સાંકેતિક અક્ષરો, અલીમ, લામ, મીમ... વગેરે)ના અસરારથી વાકિફ હતા. તેમના વિષે વાત કરતી વખતે ફરમાવ્યું કે :

"મુહમ્મદ સઈદ પણ તેઓમાંથી એક છે."

[**અર્થાત** : હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ પણ કુર્આન શરીફના સાંકેતિક અક્ષરોના અસરારથી (ભેદો અને રહસ્યોથી) વાકિફ હતા.]['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૭]

## દરેક કુતુબના બે ઈમામ હોય છે, આપ વાલિદ સાહબના ઈમામ હતા

પોતાના માનવંત વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુથી બાતિની કમાલાત હાસિલ કરીને કામિલ મુકમ્મલ થવા બાદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુની મોજૂદગીમાં ખિલાફત મેળવીને તરીકાની તાલીમ પણ શરૂ કરી દીધી અને તાલિબોની તરબિયત પણ કરી છે.

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિએ આખરી ઉંમરમાં તરીકાની તાલીમ ઘણી ઓછી કરી છે. અને તાલિબોને પોતાના સાહબઝાદાઓ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમને સોંપી દીધા હતા.

મજકૂર બન્ને સાહબઝાદાઓ વિષે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું હતું કે :

"દરેક કુતુબના બે ઈમામ હોય છે. અને તમે બન્ને ઈમામ છો."

['લતાઈફે મદીનહ' પાનું : ૨૧૫]

☐ **નમાઝની ઈમામતમાં પણ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મહાન કમાલો અને બુલંદ મકામોથી મુશર્રફ થતા હતા**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ આખરી મર્ઝ (બીમારી)માં નમાઝની ઈમામત મારા હવાલે ફરમાવી. તે દિવસોમાં નમાઝમાં જે અઝીમ કમાલાત અને બુલંદ મકામાત હઝરત મુજદ્દિદે અલફેસાની પર ઉતરતા હતા તે અસરાર (ભેદો, રહસ્યો)ની જેમ છુપાવવા વાજિબ હતા.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) આપને ફરમાવતા હતા કે :

"મુહમ્મદ સઈદ ! આ બધાં પરિણામો નમાઝના છે અને તમે એની ઈમામત મારી પયરવીના કારણે કરી રહ્યા છો એટલા માટે આ મવાહિબે આલિયહ (ઉચ્ચતમ બક્ષિશો) અને અસરારે ગામિઝહમાં તમને પરિપૂર્ણ ભાગ્ય અને સંપૂર્ણ હિસ્સો અર્પણ થયો છે.

**અલ્હમ્દુલિલ્લાહિ અલા ઝાલિ-ક હમ્દન કસીરા.**"

['હઝરાતુલ કુદસ' પાનું : ૨૦૩, ૨૦૪]

## ☐ પુલસિરાત પર આગળ આગળ જઈ રહ્યા હતા

એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ ફરમાવ્યું કે :

''મારા પર કિયામતનું મેદાન અને મારા મુરીદોનું પુલસિરાતથી પસાર થવું મુનકશિફ થયું (જોવામાં આવ્યું).

મુહમ્મદ સઈદ અમારા બધાંમાં આગળ, આગળ જઈ રહ્યા હતા. અને આમાલનામું જમણા હાથમાં લીધું હતું. પછી અમે બધાં જન્નતમાં દાખલ થઈ ગયા.''

['હઝરાતુલ કુદસ' પાનું : ૩૦૨, ૩૦૩]

## ☐ કિયામતમાં ઈફાઝએ રહમતે રહમાનીની તકસીમ (વહેંચણી)

એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ ફરમાવ્યું કે :

''કિયામતમાં ઈફાઝએ રહમતે રહમાની મને આપવામાં આવશે અને એની તકસીમ (વહેંચણી) મુહમ્મદ સઈદના ઝરીઆથી (મારફતે) પણ થશે.''

હઝરતની આ બશારત મુહમ્મદ સઈદના હકમાં સૌથી મોટી ઈનાયતોમાંથી છે.

આ બશારત આ વાતને પણ રોશન કરે છે જે એમના ખાસ રહસ્ય જાણનારાઓમાંથી એક વ્યકિતએ બતાવી છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે કહ્યું હતું કે :

''મારી સનદ વગર કોઈ શખ્સનો પ્રવેશ (જન્નતમાં) ન થશે ઈલ્લા માશા અલ્લાહ.'' ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૬]

## ☐ દાઈરએ નફીએ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલાતુ વસ્સલામ

એક દિવસ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ ફરમાવ્યું કે :

"અય મુહમ્મદ સઈદ ! તમે દાઈરએ નફીએ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામને કતઅ (પાર) કરી લીધો છે અને હવે એના ઈસબાતમાં મારી સાથે છે."['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૬]

## ☐ અસરારે ગામિઝહ

મખ્દૂમઝાદહ (મુહમ્મદ સઈદ) બયાન કરતા હતા કે :

એક દિવસે હઝરત વાલિદ સાહબે ઈન્તિકાલથી લગભગ બે મહિના પહેલાં ફરમાવ્યું કે :

"મોટા ભાગના સમયે અસરારે ગામિઝહ મારા પર જાહેર થતાં રહે છે. હું કોને બતાઉં ? ! કે ઘણી વખત તમે લોકો હાજર નથી હોતા."

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

"મેં તે દિવસથી દર્સ આપવાનું (પઢાવવાનું) છોડી દીધું અને આપની ખિદમતમાં દરેક વખતે હાજર રહેતો અને ખિદમત કરવું પોતાના ઉપર લાઝિમ કરી લીધું. અને હુઝૂરે આલીમાં હર વખત વિવિધ ઈનાયતો અને બખ્શિશોનો ઉમ્મીદવાર રહેવા લાગ્યો. અને તે દિવસોમાં એટલા (વિપુલ) પ્રમાણમાં ફુયૂઝ અને મુશાહદાઓ નસીબ થયા કે તેના મુકાબલામાં એ પહેલાંની ઈનાયતો કંઈ પણ નિસબત નથી ધરાવતી. અને આપના ખાસ અસરાર (ભેદો)ના હરમ (ખાનગી સ્થાન)માં મને પણ પ્રવેશની બશારત આપવામાં આવી કે એની વિગતો બયાન કરી શકાતી નથી."

['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૬]

## ☐ પોતાની બાતિની કૈફિયત વિષે વાલિદ સાહબને લખેલો પત્ર અને તેનો જવાબ

એક વખતે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ

અલયહિ દિલ્હીમાં હતા. ત્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ સુલૂકની શરૂઆતમાં જોશ અને ખરોશની હાલતમાં સરહિંદ શરીફથી એક પત્ર લખ્યો જેમાં લખ્યું કે :

જનાબે આલી !

- હું દિલને કોઈ તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) પામતો નથી બલકે દિલને જ પામતો નથી !
- મોટા ભાગે હયરાન રહું છું.
- જો કુરઆન શરીફ સાંભળું છું તો બધાં લોકોની જેમ બેસી રહું છું !
- કદી ઝિક્રની તવજ્જુહ વગર દિલમાં રફતગી (ફનાઈય્યત) માલૂમ પડે છે.
- શાહઆબાદ કસબામાં (હું) ઝિક્રમાં મશગૂલ હતો કે રૂહને બદનથી બિલકુલ જુદી જોઈ.
- માલૂમ થયું કે આ હયરતના મકામાતમાંથી છે.
- આ મકામના પેશવા શયખ ઈરાકી રહિમહુલ્લાહુ છે. મેં જોયું કે શયખ ઈરાકી રહિમહુલ્લાહુ જાહેર થયા. અને આ નિસબતે ગલબો કર્યો.
- જેટલા પ્રમાણમાં તેઓ ગલબહ કરતા હતા, એટલો હું તકલીફ અનુભવતો હતો.
- એ જ અરસામાં હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) બુઝુર્ગવાર જાહેર થયા. અને મને કંઈક તસ્કીન (તસલ્લી) થઈ.
- બીજા દિવસે હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) રહમતુલ્લાહિ અલયહિ ફરીથી જાહેર થયા અને ઘણી વધારે તસકીન હાસિલ થઈ.

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો જવાબ

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર પત્રના હાશિયહ પર જવાબમાં લખ્યું કે :

"મુહમ્મદ સઈદે જે અહેવાલ લખ્યા છે તે ખૂબ જ સહીહ અહેવાલ છે. દોસ્તોમાંથી કોઈને આ ખુસૂસિયત (વિશિષ્ટતા)ની સાથે આ અહેવાલ હાસિલ નથી થયા. ઈન્શા અલ્લાહુ તઆલા તે પણ વિલાયતે ખાસ્સહથી મુશર્રફ થશે."

['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૧]

## હઝરત શયખ ઈરાકી રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

ઉપર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પત્રમાં હઝરત શયખ ઈરાકી (હઝરત શયખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી) રહમતુલ્લાહિ અલયહિનો ઉલ્લેખ થયો છે એટલે વાચકોની જાણ માટે અહીં એમનો પરિચય લખવામાં આવે છે.

- આપનું નામ મુહમ્મદ હતું.
  આપની કુનિયત અબૂબકર હતી.
  આપનો લકબ મુહ્યુદ્દીન હતો.
  આપની શોહરત (ખ્યાતી) ઈબ્ને અરબી નામથી છે.
  તે ઝમાનાના ગૌસ હઝરત અબૂ મદયન રહમતુલ્લાહિ અલયહિએ આપને 'શયખે અકબર'નો ખિતાબ આપ્યો હતો.
  આ ખિતાબ એટલો પ્રખ્યાત થયો કે આપના નામને લોકો ભૂલી ગયા અને 'શયખે અકબર' ખિતાબથી જ ઓળખવા લાગ્યા.
- આપ અલી બિન મુહમ્મદ હાતિમી તાઈના ફરઝંદ હતા.
- આપનો જન્મ ૧૭, રમઝાન, ૫૬૦ હિજરીસન મુતાબિક ૪, ઓગષ્ટ, ૧૧૬૫ ઈસ્વીસનમાં થયો હતો.
- આપની વફાત ૨૨, રબીઉલ આખર, ૬૩૮ હિજરીસન મુતાબિક ૧૭, નવેમ્બર, ૧૨૪૦ ઈસ્વીસનમાં દમિશ્ક (ઈરાક)માં થઈ હતી અને ત્યાં જ દફન થયા હતા એટલે આપને 'શયખે ઈરાકી' તરીકે પણ ઓળખવામાં આવે છે.

- આપે જાહેરી ઈલ્મ અકાબિરે ઉલમાથી મેળવ્યો.
- આપે ઈલ્મે બાતિન શયખ જમાલુદ્દીન યૂનુસથી હાસિલ કર્યો જેઓ સય્યિદિના હઝરત અબ્દુલકાદિર જીલાની (રહ.)ના ખલીફા હતા.
- આપે લખેલી કિતાબોની સંખ્યા ચોક્કસ જાણી શકાય નથી પરંતુ લગભગ અઢીસો કિતાબો લખી હોવાનું કહેવાય છે.
- હઝરત શાહ નકશબંદ રહિમહુલ્લાહુના મહાન ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ પારસા રહિમહુલ્લાહુ ફરમાવ્યા કરતા હતા કે :
  - જનાબ શયખ અકબરની કિતાબ 'ફુસૂસુલ હિકમ' જાન છે અને
  - આપની કિતાબ 'ફુતુહાતે મક્કીય્યહ' દિલ છે.
- મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

  "જનાબ શયખ (અકબર) રહમતુલ્લાહિ અલયહિએ 'ફુસૂસ' અને 'ફુતૂહાત' (એ બન્ને કિતાબોમાં) જેટલા વિપુલ પ્રમાણમાં અસરાર (ભેદો, રહસ્યો) અને હકાઈક (તસવ્વુફની હકીકતો)નું બયાન કર્યું છે, તેવું હઝરાતે સૂફિયામાંથી કોઈએ કર્યું નથી."

  ['જહાંને ઈમામે રબ્બાની રહિમહુલ્લાહ' : ૯ / ૨૭૮, ૨૭૯]
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની લાજવાબ કિતાબ 'અહસનુત્તકવીમ'માં લખ્યું છે કે :

  "સાતસો વરસ પહેલાં હઝરત શયખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ 'ફુસૂસુલ હિકમ'ની પહેલી જિલ્દના પાના : ૧૯૧ ઉપર ફરમાવેલું છે કે :

  "ઝબાનથી નીકળેલા શબ્દોનું સ્વરૂપ વાતાવરણમાં અંકિત થઈ જાય છે અને વાતાવરણમાં તેની રૂહો (મૂળ તત્ત્વો) હંમેશાના માટે બાકી રહે છે.

એનાથી ઉલટું લખાયેલા શબ્દોનું અસ્તિત્વ કાળક્રમે (લાંબા સમયે) એના (કિતાબના) પાનાઓ પરથી નાશ પામે છે.

મુખથી નીકળેલા શબ્દો એવા પ્રકારની (લેખિત શબ્દોના જેવી) મોત (વિનાશ) અને બરબાદીથી અસલ સ્થિતિમાં સુરક્ષિત રહે છે. સાહિબે કશ્ફ (દિલની આંખોથી જોનારા બુઝુર્ગ) એને જોઈ શકે છે.'' ['અહસનુત્તકવીમ' પૃષ્ઠ : ૬]

[પરિચય સમાપ્ત]

### ☐ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુની સાથે એક સફરમાં બન્ને ફરઝંદો ન હતા તો તેમને ખૂબ યાદ ફરમાવતા હતા

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના ખલીફા અને 'ઝુબ્દતુલ મકામાત'ના લેખક હઝરત મુહમ્મદ હાશિમ કશમી (રહ.) લખે છે કે :

એક સફરમાં બન્ને મખ્દૂમઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની સાથે ન હતા અને કોઈ કારણે સરહિંદ શરીફમાં રહી ગયા હતા. હું હઝરતની સાથે સફરમાં હતો. હું જોતો હતો કે જયારે કોઈ મઅરિફત હઝરતના કલ્બ (દિલ) પર ઉતરતી હતી ત્યારે હઝરત બન્ને ફરઝંદોને અત્યંત શવકથી યાદ ફરમાવતા હતા. ['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૫]

### ☐ અજમેરનો સફર જાણે મુહમ્મદ સઈદ માટે કર્યો છે

હઝરત મુહમ્મદ હાશિમ કશમી રહમતુલ્લાહિ અલયહિ 'ઝુબ્દતુલ મકામાત'માં લખે છે કે :

એ જ પ્રમાણે અજમેરના સફરમાં બંદો (હું) હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની સાથે હતો. હું જોતો રહેતો હતો કે દરરોજ મવસૂફ (હઝરત મુજદ્દિદે અલફેસાની) મખ્દૂમઝાદહ

(મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ)ને એક ખાસ ફયઝ અને મખ્સૂસ (વિશિષ્ટ) નિસબતથી સરફરાઝ ફરમાવતા રહેતા હતા.

એક દિવસે (હઝરતે) ફરમાવ્યું કે :

"અજમેરનો આ સફર જાણે મુહમ્મદ સઈદના માટે કર્યો છે, કે એણે ઘણી તરક્કીઓ હાસિલ કરી છે."

['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૨]

### ☐ દરેક મકામમાં હમરાહ (સાથે)

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :

હઝરત (મુજદ્દિદે અલફેસાની) કુદ્દિસ સિર્રુહૂ ફરમાવતા હતા કે :

"દરેક મકામમાં ઉરૂજ અને ઝવાલ (ઉત્થાન અને પતન)માં મુહમ્મદ સઈદ મારી સાથે છે."

['હઝરાતુલ કુદસ' પાનું : ૩૦૩, ૩૦૪]

આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવતા હતા કે :

એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ ઈનાયતથી મારી તરફ ધ્યાનિત થયા અને મહાન મકામો તેમજ ઉચ્ચ કરામતો જેવી બશારતો ઈનાયત ફરમાવતી વખતે કહ્યું કે :

"હું ઉરૂજ અને નુઝૂલ (ઉત્થાન અને પતન)ના કોઈ મકામમાં તમારા (મુહમ્મદ સઈદ)ના વગર નથી ગયો."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૭]

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાની ઝિમ્નિય્યતમાં નુબુવ્વત અને વિલાયતના તમામ કમાલાત અને હકાઈકે સલાસહ વગેરેની સયર કરાવી અને એ કમાલાતમાં મુસ્તકિલ કરી દીધા.

જનાબ હઝરત ખાઝિનુર્રહમહ પોતે ફખરથી કહે છે :

**'અલ ચવ-મ નિસબતી કુતુબિલ મુજદ્દિદ'**

['રવઝતુલ કય્યૂમિય્યહ' : ૧ / ૪૬૬]

## ☐ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુની ઈચ્છા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ને જાનશીન બનાવવાની હતી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખાસ નિકટના ખલીફા હઝરત મૌલાના હાશિમ કશમી રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'ઝુબ્દતુલ મકામાત'માં લખે છે કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ એક વખતે એકાંતમાં ખાનગીમાં ફરમાવ્યું કે :

"ઉંમરનો કોઈ ભરોસો નથી. હવે (દુનિયામાંથી) જવાના દિવસો નજીક માલૂમ પડે છે. હું ચાહું છું કે મુહમ્મદ સઈદ મારો જાનશીન થાય."

☐

મેં મખ્દૂમઝાદહ (મુહમ્મદ સઈદ)ની ખિદમતમાં એ વાત કરી. તો આપે ખૂબ જ રડતાં રડતાં અને વિનમ્રતાથી ફરમાવ્યું કે :

"હું એના કાબિલ (લાયક) નથી. અને પોતાની ઝાતને હરગિઝ હરગિઝ આ અમ્ર (કામ)ના શાયાં (અનુરૂપ) નથી જોતો.

હઝરત જયારે કયાંક તશરીફ લઈ જાય છે તો મુહમ્મદ માસૂમને પોતાનો જાનશીન બનાવી દે છે અને મને તેની મુતાબઅત (તાબેદારી)નો હુકમ કરી જાય છે.

જો મારી આ ઈલ્તિમાસ (અરજ) એમના દિલમાં ન આવે (અર્થાત ગવારા ન હોય) તો મને હુકમ ફરમાવી દે કે :

હું જદ બુઝુર્ગવાર (દાદા સાહબ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહ.)ના મઝાર પર, જે શહેરની બહાર આવેલો છે, ગોશાનશીની (એકાંતવાસ) અપનાવું કે જેથી સજ્જાદહનશીની કુર્રતુલ અયન (આંખોની ઠંડક) મુહમ્મદ માસૂમના હવાલે થાય.''



ફકીર (હાશિમ કશમી)એ આ બાબત મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ માસૂમની ખિદમતમાં અરજ કરી.

આપની આંખોમાં પણ આંસૂ આવી ગયા અને ફરમાવ્યું :

''શાયદ અઈઝઝી મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સઈદ સલ્લમલ્લાહુ (અલ્લાહ તઆલા એમને સલામત રાખે) મને પોતાની ખિદમતના લાયક નથી સમજતા.

હું પોતે જયારે :

- ઈસ્તિકામતે અહવાલ વ અનવાર,
- અને ઈહતિયાતહએ શરઈય્યહ,
- અખ્લાકે મલકિય્યહ,
- અને કુવ્વતે ઈલ્મિય્યહ

વગેરેમાં નઝર કરું છું તો પોતાને તેમનો (ખ્વાજા મુહમ્મદ સઈદનો) :

- કમતરીન મુસ્તફીઝ,
- અને તલમીઝ

અનુભવું છું અને પોતાની સઆદત એમની ખિદમતમાં જોઉં છું.''



ફકીર (હાશિમ કશમી)એ આ બન્નેના જવાબો એકાંતમાં, ખાનગીમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની

ખિદમતમાં અરજ કર્યા.

હઝરત નિહાયત દરજા ખૂશ થયા. અને આંખોમાં આંસૂઓ સાથે ફરમાવ્યું કે :

"તમે એ બન્ને પવિત્ર અને મુબારક જીવનચરિત્રવાળા ભાઈઓની વિનમ્રતા અને કુરબાની તેમજ મુહબ્બત અને ઈન્સાફ જોઈ લીધા."

તે પછી હઝરતે બન્ને ભાઈઓના હકમાં ખૈરની દુઆ કરી. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. ['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૩૧૩]

### ☐ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુનો બેહદ અદબ કરતા હતા

ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ પોતાના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુનો એટલો અદબ અને એહતિરામ કરતા હતા કે જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ નિયમ પ્રમાણે સાંજના સમયે પાલખી (ડોલી)માં બેસીને ફરવા માટે તશરીફ લઈ જતા અને પાલખી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની હવેલી સામેથી પસાર થતી તો હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પાલખી જોઈને પોતાની હવેલીની અંદર ઊભા થઈ જતા અને જયાં સુધી પાલખી નજરની સામે રહેતી ત્યાં સુધી ઊભા રહેતા.

ઘણી વખત ખાદિમોએ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમુલ્લાહિ અલયહિને પૂછયું કે :

"આપ પોતાની હવેલીની અંદર ઊભા રહો છો, એટલે :

ન આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદને નજર આવો છો,

ન તેઓ આપને જુએ છે, (ન તેમને કંઈ જાણ થાય છે.),

તો આપે ઊભા થવાની શી જરૂરત છે ? !"

તો હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ ફરમાવતા કે :

"તેમને દેખાડવા માટે હું ઊભો થતો નથી. હું તો તેમના અદબ માટે ઊભો થાઉં છું. (ભલે તેઓ જુએ કે ન જુએ)."

['ફયઝાને માસૂમિય્યહ' પાનું : ૨૯૪, ૨૯૫]

### ☐ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની જાહેરી અને બાતિની અતિ ઉચ્ચ સિફતોનું વર્ણન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની કલમે

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની જાહેરી અને બાતિની અતિ ઉચ્ચ સિફતો વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પોતાના એક મકતૂબ (પત્ર)માં લખે છે કે :

- નાની ઉંમરથી જ કબૂલ અને કરામતોની નિશાનીઓ તેમજ વિલાયત અને નજાબતની રીતભાત સાફ જાહેર હતી.
- હઝરત કુતુબુલ વિલાયત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ઝિંદગીમાં (ખ્વાજા મુહમ્મદ સઈદ) નાની ઉંમરના હતા એટલે હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) રહમતુલ્લાહિ અલયહિની જાહેરી મુલાકાત થઈ શકી ન હતી. પરંતુ હઝરત ખ્વાજા (બાકી બિલ્લાહ) રહમતુલ્લાહિ અલયહિએ તેમના (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદના) વિષે ફરમાવ્યું હતું કે :

  "મુહમ્મદ સઈદ હરીફ છે. મારાથી ગાઈબાનહ (પરોક્ષ રીતે) નિસબત લઈ ગયા છે."
- જાહેરી અને બાતિની કમાલાત અમારા વાલિદ સાહબથી હાસિલ કર્યા. ૧૭ (સત્તર) વરસની ઉંમરમાં જાહેરી ઉલૂમ, મઅકૂલ અને મનકૂલમાં તકમીલ (પરિપૂર્ણતા) કરી.

● અમારા વાલિદ બુઝુર્ગવારની જેમ તશરીહ અને તકવા, સુન્નતની ઈત્તિબાઅ અને અઝમતથી પરિપૂર્ણતાના દરજે સુશોભિત અને શણગારિત હતા.
● તેમની વાતચીત ખૂબ જ વિનમ્ર હતી.
● તવાઝુઅ અને ઈન્કિસારીના મુજસ્સમા (સાક્ષાત સ્વરૂપ) હતા.
● મહેમાનોની સેવા ચાકરી માટે ખૂબ કાળજી રાખતા હતા.
● જે કંઈ માલ હોય તે ખર્ચ કરી દેતા હતા.
● પોતાની જાતને મિટાવવી એ આપનો ઉમદહ તરીકો હતો.
● આલી (ઉચ્ચ) સનદની સાથે કુરઆન મજીદની તજવીદ ફરમાવી.
● હદીષે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં જય્યિદ (પ્રખર) સનદ અને આલા મરતબો ધરાવતા હતા.
● ફિકહમાં મુકમ્મલ (પરિપૂર્ણ) કાબૂ ધરાવતા હતા.
● અમારા હઝરત (વાલિદ સાહબ)ને ઘણી વખત ફિકહના મસાઈલની તહકીક (સંશોધન)ની જરૂરત પડતી હતી ત્યારે તેમનાથી (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ)થી પૂછતા હતા.
● હઝરત (વાલિદ સાહબ)ના સામે જ કમાલના મરતબાએ પહોંચ્યા અને ખિલાફતથી મુશર્રફ થયા.
● ઔરંગઝૈબ આલમગીર તેમનો (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) રહમતુલ્લાહિ અલયહિનો બેહદ અકીદતમંદ હતો.

[‘જહાંને ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ’ : ૪ / ૯૭]

**નોંધ :**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ની ત્રીજી જિલ્દના પત્ર નંબર : ૧ અને ૬૬ માં પણ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ તરફ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ

અલયહિની બેહદ મુહબ્બત, અકીદત અને આદરભાવ પ્રગટ થાય છે. લંબાણના ભયથી એ પત્રો અહીં નકલ કર્યા નથી. રસ ધરાવનારા વાચકોને 'મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ'ની ત્રીજી જિલ્દમાં વાંચવા વિનંતી.

## ☐ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના અતિ ઉચ્ચ મકામ વિષે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ખાસ ખલીફાનો જવાબ

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખે છે કે :

આ હકીર (બદરુદ્દીન સરહિંદી)એ વાકિઆમાં જોયું કે :

- જાણે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ સલ્લમહૂ બાદશાહ છે.
- ગુજરી ગયેલા ઔલિયા પોતાની રૂહોની સાથે અને
  ઝિન્દહ ઔલિયા પોતાના શરીરોની સાથે,
  બાદશાહી અમીરોની જેમ સવારે અને સાંજે,
  આપને સલામ કરવા માટે હાજર થાય છે.
- આ હકીર (બદરુદ્દીન) પણ બે વખત આપને સલામ કરવા માટે હાજર થયો છું.
- એક દિવસે જયારે હું સલામના માટે હાજર થયો તો જોયું કે આપની જગાએ એક બીજા સાહબ ઉમદહ કપડાં પહેરીને બેઠાં છે. પરંતુ કોઈ શખ્સ તેમને સલામ કરવા માટે નથી આવ્યું.
- હું એનું કારણ જાણવા ચાહતો હતો કે શી બાબત છે ?
- એટલામાં પેલા સાહબ ઉઠયા અને જલદીથી ઝરૂખામાંથી નીચે આવ્યા.
- તેમણે જે તરફ નજર કરી, તે તરફ મેં જોયું કે :
  હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ શાહી ઠાઠની

સાથે આવી રહ્યા છે.

- પેલા સાહબ આગળ વધ્યા અને તેમને સલામ કરી અને તેમનો સત્કાર કર્યો.
- આપ (મુહમ્મદ સઈદ) પેલા ઝરૂખામાં આવીને બેસી ગયા. તે પછી બધાં લોકો આપને સલામ કરવા માટે આવ્યા.

ગરઝ કે હઝરત મખ્દૂમઝાદહ (મુહમ્મદ સઈદ)ના દરજજાઓ, કરામતો, કુદરતી નિયમોથી પર કામો, ગણી ન શકાય એટલા છે.

['હઝરાતુલ કુદસ' પાનું : ૨૩૭]

**☐ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદને અલ્લાહ તઆલાના ખલીલ ઈલાહી રહમતના ખઝાનચી ફરમાવ્યા**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

"મુહમ્મદ સઈદ ઈલાહી રહમતના ખઝાનચી છે. કિયામતના દિવસે રહમતના ખઝાનાઓની વહેંચણી તેને સોંપવામાં આવશે. અને મકામે શફાઅતમાંથી તેને કાફી હિસ્સો મળશે."

['જવાહિરે ઉલુવિય્યહ' પાનું : ૧૦૪]

એટલા જ માટે આપને 'ખાઝિનુર્રહમહ'નો ખિતાબ આપવામાં આવ્યો.

**☐ દાઈરએ નફી અને ઈસબાત**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

"મુહમ્મદ સઈદે દાઈરએ નફીને હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના રંગમાં તય કર્યો છે. અને હવે દાઈરએ ઈસબાતમાં તે મારો શરીક છે."

['જવાહિરે ઉલુવિય્યહ' પાનું : ૧૦૪]

## ☐ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) આપથી મશવરો લેતા હતા

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને અકલે મઆદ (દિવ્ય બુદ્ધિ) પરિપૂર્ણ રીતે હાસિલ હતી અને સાથે જ અકલે મઆશ (પાર્થિવ બુદ્ધિ) પણ પરિપૂર્ણ રીતે હાસિલ હતી. એટલે હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુ અકસર (ઘણી) બાબતોમાં તેમનાથી મશવરહ લેતા રહેતા હતા અને તેમની રાય (અભિપ્રાય)ને પસંદ ફરમાવતા હતા.

બાતિની ઉમૂરમાં તેઓ હઝરતના રાઝદાર હતા. અને હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ જે અસરાર (ભેદો, રહસ્યો) તેમને જણાવતા હતા તે અસરારમાં બીજા કમ શરીક થતા હતા.

ઝાહિરી મર્ઝ (બીમારી)વાલા તેમની તવજ્જુહથી શિફા મેળવતા હતા અને બાતિની મર્ઝવાળા તેમના તસર્રુફથી જમઈય્યતે કલ્બ (દિલની એકાગ્રતા)ની રાહ અપનાવતા હતા.

['સીરતે મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહ' પાનું : ૨૪૨
લેખક : પ્રોફેસર ડોકટર મુહમ્મદ મસઊદ સાહબ]

## ☐ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ની ઔલાદના મકામો

'રવઝતુલ કય્યૂમિય્યહ' કિતાબમાં લખ્યું છે કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ 'હઝરાતુલ કુદસ' હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં આપની રૂબરૂ લખી હતી.

એ કિતાબમાં સાફ લખ્યું છે કે :

"હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ફરઝંદોને પોતાના કાઈમ મકામ મુકર્રર ફરમાવ્યા છે."

['રવઝતુલ કય્યૂમિય્યહ' : ૧ / ૫૫૨]

## ☐ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુનો ખિલઅત

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ આપના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ની ત્રીજી જિલ્દ (ગ્રંથ)માં પત્ર નં. : ૧૦૪ માં લખ્યું છે કે :

આજે સવારની નમાઝ પછી માલૂમ થયું કે :

- જે ખિલઅત મને અર્પણ થયો હતો તે મારાથી લઈ લેવામાં આવ્યો છે અને બીજો ખિલઅત અર્પણ કરવામાં આવ્યો છે.
- મને એવી ઈચ્છા થઈ કે જે ખિલઅત મારી પાસેથી લઈ લેવામાં આવ્યો છે તે મારા ફરઝંદ મુહમ્મદ માસૂમને આપવામાં આવે.
- એના પછી મેં જોયું કે એ ખિલઅત (મારી ઈચ્છા પ્રમાણે) મારા ફરઝંદ મુહમ્મદ માસૂમને આપવામાં આવ્યો છે.
- તે ખિલઅત જે મારી પાસેથી લઈ લેવામાં આવ્યો છે તેના વિષે માલૂમ થયું કે એ મનસબે કય્યૂમિય્યતનો ખિલઅત છે અને એ ખિલઅત તરબિયત અને તકમીલ સાથે સંબંધ ધરાવે છે.
- જે નવો ખિલઅત મને અર્પણ થયો છે એનો મામલો જયારે તકમીલ સુધી પહોંચી જશે ત્યારે ઉમ્મીદ છે કે (અલ્લાહ તઆલાના) કમાલે કરમથી એ ખિલઅત (મારા) ફરઝંદ મુહમ્મદ સઈદને ઈનાયત ફરમાવશે. એ જ મારી દુઆ છે અને કુબૂલિયતની ઉમ્મીદ છે. એની અસર પણ મેહસૂસ થાય છે અને ફરઝંદ મુહમ્મદ સઈદને હું એ દૌલતના લાયક જોઉં છું.

**બર કરીમા કારહા દુસવાર નેસ્ત,**

અલ્લાહ તઆલાની કરીમ (કૃપાળુ) ઝાતના માટે
એ કંઈ મુશકેલ કામ નથી.

**નયાવુર્દમ અઝ ખાના ચીઝે નખુસ્ત.**

હું મારા ઘરેથી કંઈ પણ ચીઝ લાવ્યો નથી.

**તૂ દાદી હમા ચીઝ વ મન ચીઝે તુસ્ત.**

મને જે કંઈ મળ્યું છે તે સર્વ તારા દરવાજેથી જ મળ્યું છે.

- અલ્લાહ તઆલાની નેઅમતોનો શુક્ર આ છે કે ઈનસાન પોતાના ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) અંગોને, અવયવોને, શકિતઓને એવા કામો માટે ખર્ચ કરે જે હેતુઓ માટે અલ્લાહે એને (ઈન્સાનને) પેદા કર્યો છે. જો એ અંગો ન હોતે તો શુક્ર પણ અદા ન થતે.
- જે મુશકેલી સામે હતી તે પણ હલ થઈ ગઈ છે. કદાચિત આ અમ્ર (કાર્ય)માં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન (ચિશતી) રહિમહુલ્લાહુની રૂહાનિયતનો પણ દખલ હશે. ['દુર્રે લાસાની' ૩ / પત્ર નંબર : ૧૦૪]

☐ **હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુમલ્લાહુના ઉચ્ચ મકામ વિષે હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલવી રહિમહુલ્લાહુનો એક મહત્વનો મલફૂઝ**

હઝરત મુજદિદ સાહબના વંશ જ હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હઝરત શાહ ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા. આપે પોતાના પીરો મુરશિદના મલફૂઝાત 'દુર્રુલ મઆરિફ' નામથી સંપાદિત કરેલા છે.

મજકૂર કિતાબના એક મલફૂઝમાં આપે લખ્યું છે કે :

૧૩, રબીઉલ આખર, હિજરીસન ૧૨૩૧, બુધવારના દિવસે હું હઝરત પીરો મુરશિદની મહેફિલમાં હાજર થયો.

આપની વાતના દરમિયાન ખાઝિનુર્રહમહ ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો ઝિક્ર આવી ગયો.

મુરશિદે બરહકે ફરમાવ્યું કે :

ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું છે કે :

"અવલાદે શયખ અહમદ પારાહાએ જવાહરઅન્દ."

[શૈખ અહમદ સરહિન્દીની અવલાદ જવાહરપારા (હીરા) છે.]

તે પછી આપે ફરમાવ્યું કે :

"આ બન્ને હઝરાત (ભાઈઓ) છેવટ સુધી હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના મકામ સુધી પહોંચેલા છે."

તે પછી (મહેફિલમાંથી) કોઈએ કહ્યું કે :

કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહિમહુલ્લાહુએ લખ્યું છે કે :

"ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ કારે તજદીદ (નવનિર્માણના કામ)માં શરીક છે."

આપે (હઝરત ગુલામઅલી સાહબ રહ.એ) ફરમાવ્યું કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ તેમના વિષે ફરમાવ્યું કે :

"મારો અને તમારો મામલો 'શરહે વિકાયહ' (કિતાબ)ના લેખકના જેવો છે. જેવો મામલો તેમનો પોતાના જદ્દે અમજદ (દાદા સાહબ)ની સાથે હતો. અર્થાત જયારે જયારે તેમના દાદાજાન 'વિકાયહ'નું લેખન કાર્ય કરતા હતા, ત્યારે 'શરહે વિકાયહ'ના લેખક તેને હિફઝ (યાદ) કરી લેતા હતા. એ જ પ્રમાણે જે મઆરિફ મારા પર (હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ પર) મકશૂફ (પ્રગટ) થયા તે તમે હાસિલ કરી લીધા છે." ['જહાંને ઈમામે રબ્બાની' : ૪ / ૬૦૬]

## ચાર બુઝુર્ગોનો ટૂંકો પરિચય

ઉપરના મલફૂઝમાં જે બુઝુર્ગોનો ઉલ્લેખ થયો છે તેમનો ટૂંકો

પરિચય વાચકોની જાણ માટે અહીં આપવામાં આવે છે.

## [૧] હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)

- આપ રહમતુલ્લાહિ અલયહિ અને આપના મહાન ખલીફાઓથી નકશબંદિય્યહ સિલસિલાનું નૂર ઘણું ફેલાયું છે.
- આપ પ્રખર આલિમ પણ હતા. મોટા મોટા મુશકેલ મસાઈલ આપે પોતાના વિશાળ જ્ઞાન અને ફિરાસતના નૂર વડે હલ ફરમાવ્યા છે.
- હઝરત વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિ આપના સમકાલીન હતા. બન્ને એક જ ઉસ્તાદ પાસે પઢયા હતા.

### પેદાઈશી વલી

- આપ પેદાઈશી વલી હતા.
- બાળપણમાં જનાબ અમીરુલ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદીક રદિયલ્લાહુ તઆલા અન્હુ અને હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ વગેરે ઔલિયાની ઝિયારત જાહેરી આંખો વડે જાગતામાં હોશની હાલતમાં થતી રહેતી હતી.

### કુતુબે ઈરશાદ

- આપ પોતાના ઝમાનાના કુતુબે ઈરશાદ હતા.
- આપની ખિદમત શરીફમાં કુતુબ, અબ્દાલ...વગેરે ઔલિયા આપની સોહબતનો ફયઝ મેળવવા માટે અને ઝિયારતના માટે હાજર થતા રહેતા હતા.
- આપના ખલીફા હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહિની તાઝીમ ફરિશ્તાઓ કરતા હતા. જેમના ખલીફાની તાઝીમ ફરિશતા કરે તે બુઝુર્ગની શાન કોઈ શું બયાન કરે ?
- હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.) ફરમાવે છે કે :

“અલ્લાહ તઆલાએ મને (એવો) કશ્ફ આપ્યો છે કે (દુનિયાની)

ધરતીનો તમામ વિસ્તાર મારા હાથની રેખાઓની જેમ મારી સામે મને દેખાય છે. ફકીરે (મેં) હરમયન શરીફયનનો સફર પણ કર્યો છે. પરંતુ ફકીરની તહકીક (સંશોધન)માં હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના મરતબાનો કોઈ બુઝુર્ગ આ સમયે નથી.''

**શહાદત**

એક નિર્દય રાફિઝી (શીઅહ)એ આપને શહીદ કર્યા.

આપનો જન્મ ૧૧, રમઝાનુલ મુબારક, હિજરીસન ૧૧૧૧ માં થયો હતો અને વફાત (શહાદત) ૧૦, મુહર્રમ, હિજરીસન ૧૧૯૫ માં ૮૪ વરસની ઉંમરે થઈ.

આપનો મઝારે મુબારક દિલ્હીમાં છે.

['મેઅયારુસ્સુલૂક' વિભાગ : ૭, પ્રકરણ : ૪]

## [૨] હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહિમહુલ્લાહ

- આપ ઉચ્ચ દરજજાના મુત્તકી અને આલિમ હતા.
- આપ હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.)ના મહાન ખલીફા હતા.
- આપના સાહબઝાદહ કમાલે નુબુવ્વતથી મુશર્રફ હતા.
- આપના બીવી સાહિબા વિલાયતે કુબરાથી મુશર્રફ હતા.
- આપનું આખું ઘર જ આલિમ અને દુરવેશ હતું.

**ફરિશ્તા આપની તાઝીમ કરતા હતા**

આપના પીર હઝરત મિરઝા સાહબ આપને ઘણી વખત પૂછતા હતા કે :

''કાઝી સાહબ ! તમે કયો અમલ કરો છો કે જયારે તમે (મારી પાસે) આવો છો ત્યારે ફરિશ્તા તમારી તાઝીમ (સન્માન)ના માટે

ઊભા થઈ જાય છે અને (તમને) બેસવા માટે જગા ખાલી કરે છે !"

મિરઝા સાહબ આ પણ ફરમાવતા હતા કે :

"ખુદાએ અઝઝ વ જલ્લ હશ્રમાં જયારે મને ફરમાવશે કે :

હે જાનેજાનાં ! દુનિયાથી તું શું તોહફો લાવ્યો ?

તો હું કાઝી સાહબનો હાથ પકડીને રજૂ કરીશ અને અરજ કરીશ કે :

હે અલ્લાહ ! હું કાઝી સનાઉલ્લાહને પેશ કરું છું !"

- હઝરત કાઝી સાહબની કિતાબ 'તફસીરે મઝહરી' ખૂબ મશહૂર છે. એમાં આપે શરીઅતના અજબ–અજબ રહસ્યો અને તરીકતના ભેદો જાહેર ફરમાવ્યા છે.
- આપનો ઈન્તિકાલ ૧, રજબ, હિજરીસન ૧૨૨૫ માં થયો હતો.
- આપની કબ્ર શરીફ પાનીપત (હરિયાણા રાજય)માં છે.

['મેઅયારુસ્સુલૂક' વિભાગ : ૭, પ્રકરણ : ૪]

## [૩] હઝરત ગુલામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહ

- આપ પણ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના મહાન ખલીફા હતા.
- આપ (રહ.)ની મુબારક ઝાતથી નૂરે તરીકા ખૂબ વધારે ફેલાયું છે.
- આપના અનેક ખલીફાઓ અલ્લાહ તઆલાના મકબૂલ થયા છે અને તેમનાથી પણ સિલસિલાનો ખૂબ ફેલાવો થયો છે.
- કુર્દિસ્તાનમાં આપના મહાન ખલીફા હઝરત મૌલાના ખાલિદ કુર્દી રહમતુલ્લાહિ અલયહિની ઝાતથી આખો કુર્દિસ્તાન મુલ્ક મુનવ્વર અને રોશન થઈ ગયો. લાખો હકના તાલિબો વાસિલ બ ખુદા થયા.
- હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મહાન ઔલિયાની અને હુઝૂર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની ઝિયારત ઝાહિરી આંખો વડે થતી રહેતી હતી.

- આપે અલ્લાહ તઆલાનો કલામ પણ સાંભળ્યો હતો. એની હકીકતને તેઓ પોતે જ ખૂબ જાણે છે.

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપના મકતૂબાત (પત્રો)ની ત્રીજી જિલ્દના પત્ર નંબર : ૯૨ માં લખ્યું છે કે :

કેટલાક ઔલિયા અલ્લાહે ફરમાવ્યું છે કે :

"અમે અલ્લાહ તઆલાનો કલામ સાંભળ્યો છે. અને (અલ્લાહ તઆલાથી) હમકલામ પણ થયા છે."

આ વાત હઝરત ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ અન્હુ અને હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહુથી સાબિત છે. પરંતુ :

- કલામે હક તઆલા બેચૂં (અનન્ય, અજોડ) છે.
- એને સાંભળવું પણ બેચૂં છે.
- ચૂં ને બેચૂંની તરફ (જોડને અજોડની તરફ) રસ્તો નથી એટલે કલામે હક સાંભળવો, આ (શરીરના ભૌતિક) કાનને સાંભળવાનું કામ નથી. બલકે રૂહાની કાનનું કામ છે કારણ કે રૂહમાં બેચૂનિયત છે.
- કલામે હક ઈલ્કાના તૌર પર છે. એમાં હુરૂફ (અક્ષરો), કલિમાત (વાકયો) અને અવાજ નથી.
- રૂહાની કાન તે છે જેમને રોઝે અઝલ (અનાદિકાલ, સૃષ્ટિની રચના થઈ તે સમય)માં (જયારે માત્ર રૂહો હતી, શરીરો ન હતા) ત્યારે :

(રૂહોને અલ્લાહ તઆલાએ પૂછયું હતું : )

**'અલસ્તુ બિ રબ્બિકુમ ?** '[શું હું તમારો રબ નથી ? ]

(તો રૂહોએ અલ્લાહ તઆલાનો સવાલ) સાંભળ્યો અને એના જવાબમાં કહ્યું કે :

**'બલા શહિદના'**

[હાં, અમે શહાદત આપીએ છીએ કે, (આપ અમારા રબ છો.)]



હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી (રહ.)એ 'દુર્રે લાસાની' (કિતાબ)માં ત્રીજા ભાગમાં ઉપરના પત્ર નંબર : ૯૨ના અંતમાં 'આગાહી' શીર્ષકથી લખ્યું છે કે :

હઝરત શાહ ગુલામઅલી સાહબ જેઓ હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફએ આઝમ છે તેમણે પણ 'દુર્રુલ મઆરિફ' કિતાબમાં ફરમાવ્યું છે કે :

"મેં બે વખત કલામે હક સાંભળ્યો છે, પરંતુ તે કલામમાં :

ન હર્ફ (અક્ષર) છે,

ન કલિમહ (વાકય) છે,

ન અવાજ છે."

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિએ આગળ લખ્યું છે કે :

"એક વખતે મેં પણ કલામે હક તઆલા સાંભળ્યો છે, પરંતુ તેની કૈફિયત કોઈ પણ મિસાલ (ઉદાહરણ)થી બયાન કરી શકાતી નથી."

['દુર્રે લાસાની' જિલ્દ : ૩, પત્ર : ૯૨ ની આગાહી]

**જન્મ, વફાત અને મઝારે મુબારક**

- હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો જન્મ હિજરીસન ૧૧૫૮ માં થયો હતો.
- આપનો ઈન્તિકાલ ૨૨, સફર, હિજરીસન ૧૨૦૪ માં બ્યાંસી વરસની ઉંમરે થયો હતો.
- આપનો મઝારે મુબારક દિલ્હીમાં આપના પીર હઝરત મિરઝા

મઝહરે જાનેજાનાં શહીદ (રહ.)ના મઝારે મુબારકની બાજુમાં જ છે.

## [૪] હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહિમહુલ્લાહ

### મુજદ્દિદી ખાનદાનના સીધા વંશજ

- હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહિમહુલ્લાહુ હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફા હતા.
- આપ મુજદ્દિદી ખાનદાનના સીધા વંશ જ હતા.
- વાલિદ અને વાલિદહ બન્ને તરફથી આપની વંશાવળી માત્ર પાંચ વાસ્તાથી હઝરત મુજદ્દિદે અલફેસાની સુધી પહોંચે છે.

### વાલિદ સાહબ (પિતાજી)ની વંશાવળી

- હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત શઊર અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત મુહમ્મદ શરફ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત રઝીઉદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત શયખ ઝયનુલ આબિદીન ઉર્ફે હઝરત ફકીરુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત શયખ અહમદ સરહિંદી મુજદ્દિદે અલફેસાની (રહ.)

### વાલિદહ (માતા) સાહિબાની વંશાવળી

- હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- આપની વાલિદહ (માતા) બીબી જમીલા બેગમ રહિમહલ્લાહ
- ઈબ્ને હઝરત અઝીઝુલ કદર રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત ઈસા મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ
- ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહ

- ઈબ્ને હઝરત શયખ અહમદ સરહિંદી મુજદ્દિદે અલફેસાની (રહ.)

## તરીકતનો સિલસિલો પણ મુજદ્દિદી

હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો તરીકતનો સિલસિલો પણ પાંચ વાસ્તાથી નીચે પ્રમાણે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને જઈને મળે છે :

- હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ખલીફએ હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ
- ખલીફએ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહિમહુલ્લાહ
- ખલીફએ હઝરત સય્યિદ નૂર મુહમ્મદ બદાયૂંની રહિમહુલ્લાહ
- ખલીફએ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ
- ખલીફએ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ ઉર્વતુલ વુસ્કા રહિમહુલ્લાહ
- ખલીફએ હઝરત શયખ અહમદ સરહિંદી મુજદ્દિદે અલફેસાની (રહ.)

## સરહિંદ શરીફથી રામપૂર હિજરત

- રામપૂર (યુ.પી.) શરૂઆતથી જ મુજદ્દિદી ખાનદાનના બુઝુર્ગોનું આશ્રયસ્થાન અને રહેઠાણ રહ્યું છે.
- હિજરીસન ૧૧૭૩ માં શીખ લોકોએ સરહિંદ શરીફને તારાજ કર્યું ત્યારે મુજદ્દિદી ખાનદાનના હઝરત શાહ શઊર અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ, હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ (પિતા) રામપૂર તશરીફ લાવ્યા.

## હઝરત શાહ રઊફ અહમદનો જન્મ, તાલીમ અને તરબિયત

- રામપૂરમાં જ ૧૪ મી મુહર્રમ, ૧૨૦૧ હિજરીસનમાં હઝરત શાહ રઊફ અહમદ (રહ.)નો જન્મ થયો, અને અહીં જ આપ મોટા થયા.
- રામપૂરમાં મુફ્તી શરફુદ્દીન સાહબ અને અન્ય ઉસ્તાદો પાસે તાલીમ

મેળવી.

- હદીષ શરીફનો અભ્યાસ :
  - હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહુ અને
  - તિરમિઝી શરીફની શર્હ લખનાર હઝરત શાહ સિરાજ અહમદ સાહબથી કર્યો.

**આપના પ્રથમ પીર**

- પ્રથમ આપ હઝરત શયખ શાહ દરગાહી નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા જેઓ હઝરત શાહ જમાલુલ્લાહ રામપૂરી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- તેમની ખિદમતમાં ૧૫ (પંદર) વરસ રહી સુલૂકની મંઝિલોની તકમીલ (પરિપૂર્ણતા) કરી અને આપની ખિલાફતથી સરફરાઝ થયા.
- આપના આ પ્રથમ પીર શાહ દરગાહી સાહબનો ૧૪, જુમાદુલ ઉખરા, ૧૨૨૬ હિજરીસનમાં ઈન્તિકાલ થયો.

**આપના બીજા પીર**

- પ્રથમ પીરની વફાત બાદ આપ હઝરત શાહ ગુલામઅલી સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
- હિજરીસન ૧૨૩૧ માં આપની ખિલાફતથી સરફરાઝ થયા.
- હઝરત શાહ રઊફ અહમદ સાહબે હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના મલફૂઝાતને કલમબંદ કરીને 'દુર્રુલ મઆરિફ' નામથી પ્રકાશિત કર્યા જે આમ અને ખાસ દરેક તબકામાં મકબૂલ થઈ ગયા.

**ભોપાલ આગમન અને ખાનકાહની સ્થાપના**

- હઝરત શાહ રઊફ અહમદ સાહબ હિજરીસન ૧૨૩૩ માં પોતાના

શયખ હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈશારાથી અને હુકમથી ભોપાલ તશરીફ લાવ્યા.

- ભોપાલના નવાબ મુઈઝ મુહમ્મદખાં આપના મુરીદ થયા અને ખાનકાહની અત્યારની જગા ભેટ આપી.
- ભોપાલમાં આપ આમ જનતાના ધ્યાનનું કેન્દ્ર બન્યા અને ઉલમા તેમજ ખવાસનો પણ એક મોટો સમૂહ આપથી બયઅત થયો.
- અફઘાનિસ્તાન અને બુખારાથી લોકોએ આવીને આપથી ફૈઝ હાસિલ કર્યો.
- બલગાર અને યારકન્દના તાલિબો અહીં આવીને આપની ઈજાઝત અને ખિલાફતથી સરફરાઝ થયા.

**આપની કિતાબો**

આપની યાદગાર કિતાબો નીચે પ્રમાણે છે :

[૧] તફસીરે રઊફી [૨] જવાહિરે ઉલૂવિય્યહ [૩] મકતૂબાત
[૪] યૂસુફ ઝુલયખા [૫] સરાપા સવઝ [૬] મરાતિબુલ વુસૂલ

**અહેરામની હાલતમાં વફાત**

- હિજરીસન ૧૨૫૩ ની શરૂઆતમાં ભોપાલથી એહરામ બાંધીને આપ હરમૈન શરીફૈનની ઝિયારત માટે રવાના થયા.
- ૨૭, ઝીકઅદહ, ૧૨૫૩ હિજરીસનના રોજ આપનું સઢવાળું વહાણ યમન નજીકના લયસ નામના બંદરે પહોંચ્યું. ત્યાં એહરામની હાલતમાં આપનો ઈન્તિકાલ થયો અને ત્યાં જ દફન થયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

['સુહબતે બા અહલે દિલ' (કિતાબ)ની હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી (રહ.)ની પ્રસ્તાવનાના આધારે]

[બુઝુર્ગોનો ટૂંકો પરિચય સમાપ્ત]

# હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુની ઈન્તિકાલ વખતની વસિયતો અને નવાઝિશો

## ☐ મઅરિફતના લતીફ અસરાર બયાન ફરમાવ્યા

ઈન્તિકાલ પહેલાં બીમારીમાં નબળાઈના કારણે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) પર બેહોશી અને ઈસ્તિગરાકનો ગલબો થઈ ગયો.

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ અરજ કરી :

"હઝરત સલામત ! આ ગયબત આપને ઈસ્તિગરાકના કારણે છે કે ઊંઘના કારણે ?"

આપે ઈરશાદ ફરમાવ્યો કે :

"ઈસ્તિગરાકના કારણે છે. અત્યારે કેટલાક મુઆમલાઓ અને હકીકતો મારી સામે છે. હું તવજજુહ કરું છું કે એ સંપૂર્ણ રીતે જાહેર થઈ જાય."

તે પછી હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ મજકૂર મઆરિફ અને અસરાર (ભેદો) મખ્દૂમઝાદાઓ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ, ખ્વાજા મુહમ્મદ માસૂમ, ખ્વાજા મુહમ્મદ યહ્યા)થી પણ બયાન ફરમાવ્યા.

## ☐ હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુએ પોતાની કબરના સ્થાન વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદની વાત માન્ય રાખી

વફાત પહેલાંની બીમારીમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"મારી કબર કોઈ ગુમનામ જગાએ બનાવજો."

મખ્દૂમઝાદહ (હઝરત) ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ અરજ કરી :

"હઝરત સલામત ! આપે પહેલાં ફરમાવ્યું હતું કે :

"મારી કબર (મોટા) સાહબઝાદહ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિના ઈહાતહ (આસપાસ)માં હશે."

કબરની જગા પણ આપે નક્કી કરી દીધી હતી અને એ જગાની શરાફત અને બરકત અને અનવાર પણ બયાન ફરમાવ્યા હતા."

હઝરતે ફરમાવ્યું કે :

"(ત્યારે) મેં એ પ્રમાણે કહ્યું હતું પરંતુ અત્યારે મને ગુમનામ જગાએ દફન થવાનો શોખ છે.

જો આ વાત તમને મંજૂર ન હોય, તો (મારા) વાલિદ બુઝુર્ગવાર (હઝરત અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ)ની નઝદીકમાં અથવા બાગ (વાડી)માં દફન કરજો."

મખ્દૂમઝાદહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) જયારે (અસલ પસંદ કરેલી જગાએ દફન માટે) વધારે આગ્રહ કર્યો તો હઝરતે (એમની વાત માન્ય રાખીને) ફરમાવ્યું કે :

"અચ્છા, જે મુનાસિબ હોય તે કરજો."

### ☐ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપના ફરઝંદોની ઈઝઝત કરવા મુરીદોને તાકીદ ફરમાવી

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ વફાતથી પહેલાં, ઝિન્દગીના આખરી દિવસોમાં પોતાના ખલીફાઓ અને મુરીદોને તાકીદ ફરમાવી કે :

"મારા ફરઝંદોની ઈઝઝત કરજો !

તેમનાથી દુઆ અને તવજ્જુહ માટે ગુઝારિશ કરજો !

સખ્તી અને મુસીબતમાં તેમનાથી મદદ માંગજો !

અલ્લાહ તઆલાએ તેમને સંપૂર્ણ મઅરિફત અને મુકમ્મલ (પરિપૂર્ણ) કુર્બ (નઝદીકી) અતા ફરમાવી છે. તેઓ (મારા ફરઝંદો) તમામ જહાનમાં શરીફ અને કરીમ છે."

## ☐ કિયામત સુધી ફરઝંદોમાં કુતુબિય્યત રહેવાની બશારત

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ઉપર પ્રમાણે તાકીદ ફરમાવ્યા બાદ પોતાના ફરઝંદો વિષે બશારત ફરમાવી કે :

"અલ્લાહ તઆલાએ મારાથી વાયદો ફરમાવ્યો છે કે :
મારી નિસ્બતે ખાસ્સહ અને તમામ જહાનની કુતુબિય્યત કિયામત સુધી મારા ફરઝંદોમાં રહેશે."

## ☐ બીમારીમાં નાઝિલ થયેલા વિપુલ ઉલૂમ અને મઆરિફ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)એ સાહબઝાદાઓ પર જાહેર ફરમાવ્યા

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પર આ બીમારીની હાલતમાં તંદુરસ્તી કરતાં પણ વધારે ઉલૂમ અને મઆરિફ નાઝિલ થયા જેને આપે સાહબઝાદાઓ પર જાહેર ફરમાવ્યા.

મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)એ અરજ કરી કે :
"હઝરત સલામત ! આપને ઘણી કમજોરી થઈ ગઈ છે એટલે આપ આ મઆરિફને (બયાન કરવાનું) તંદુરસ્તીના સમય પર મોકૂફ રાખો."

હઝરતે ફરમાવ્યું કે :
"હે અઝીઝ ! હવે પછી સમય ક્યાં છે ? અને ફુરસદ કોને છે ? હું જાણું છું કે બીજા સમયે (મારી) ઝબાનને બોલવાની આટલી શકિત પણ ન હશે." ['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૨૮૯]

## ☐ હઝરતની જનાઝહની નમાઝ ખ્વાજા મુહમ્મદ સઈદે પઢાવી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ આપની જનાઝહની નમાઝ પઢાવવાનું બહુમાન હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને હાસિલ થયું.

તેમાં પણ આપના અતિ ઉચ્ચ મકામ તરફ ઈશારો છે.

□ **વફાત બાદના ઈલાહી ઈન્આમો હઝરતે ખ્વાજા મુહમ્મદ સઈદને ખ્વાબમાં બયાન ફરમાવ્યા**

મખ્દૂમઝાદહ ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) નકલ કરે છે કે :

“(હઝરતના ઈન્તિકાલ બાદ) મેં આપને ખ્વાબમાં જોયા. હક સુબ્હાનહૂ વ તઆલાએ વફાત બાદ આપ પર જે ઈન્આમો ઈનાયત ફરમાવ્યા તેમને બયાન ફરમાવ્યા અને એ ઈન્આમો પર આપે અલ્લાહ તઆલાનો શુક્ર અદા ફરમાવ્યો.”

[‘ઝુબ્દતુલ મકામાત’ પા. : ૨૯૭, ‘વિસાલે અહમદી’ પા. : ૩૮]

□ **ઈન્તિકાલ બાદ એક રાતે હઝરતે ખ્વાજા મુહમ્મદ સઈદને ગોદમાં દબાવી બાતિની નેઅમત અતા ફરમાવી**

મખ્દૂમઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ફરમાવે છે કે :

હઝરતની વફાતના રંજ અને ગમના ઝમાનામાં એક રાતે હું તે હુજરામાં સૂતો હતો જે રોઝહ મુબારકના સહનમાં છે.

મને એવું માલૂમ પડયું કે હઝરત રોઝહ મુબારકના સહનમાં ટહેલી રહ્યા છે.

તે પછી વાકિઆમાં જોયું કે, હઝરત હુજરાના દરવાજાની તરફ આવ્યા અને હુજરાની અંદર તશરીફ લાવ્યા. આપ મારા બિસ્તર પર બેઠા અને જેવી રીતે મશાઈખો બાતિની નેઅમત અતા કરવા માટે મુઆનકહ કરે છે તેવી રીતે મને ગોદમાં દબાવી લીધો.

આ પ્રમાણે કરવાથી મારા પર હેબત છવાઈ ગઈ. મારા આખા શરીરમાં ધ્રુજારી ચાલુ થઈ ગઈ !

તે પછી આપ મારી નઝરોથી ગાઈબ થઈ ગયા.

એ રાત ઉપરાંત બીજી અનેક રાતોમાં પણ મેં હઝરતને રોઝહ મુબારકના સહનમાં ટહેલતા જોયા છે. ['હઝરાતુલ કુદસ' પાનું : ૧૮૦]

## ☐ વિલાયતે અહમદી

'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' કિતાબમાં પાના : ૨૬૬ માં લખ્યું છે કે :

એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ ફરમાવ્યું કે :

"મુહમ્મદ સઈદની વિલાયત અહમદી છે. અને એની દુનિયાને આખિરતનો હુકમ થઈ ગયો છે."

وَاٰتَيْنٰهُ اَجْرَهٗ فِى الدُّنْيَا ط (سورۃ عنکبوت:۲۷)

[અને અમે તેમને તેનો બદલો દુનિયામાં પણ આપ્યો.]

નો મિસ્દાક છે.

## ☐ મનસબે ઈરશાદ

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના હજના સફરના હાલાત આપના સાહબઝાદહ હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ 'હસનાતુલ હરમૈન' નામની કિતાબમાં લખેલા છે. તેમાં આપે લખ્યું છે કે :

(અમે) જહાઝ પર સવાર થઈને હજના માટે રવાના થયા. સફર દરમિયાન એક દિવસ હઝરત (ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે :

"જહાઝ પર સફરના આ દિવસોમાં હઝરત કિબ્લતુલ ઔલિયા મુજદ્દિદે અલફેસાની કુદ્દિસનલ્લાહુ સુબ્હાનહૂની ખ્વાબમાં વારંવાર ઝિયારત થઈ રહી છે ! "

ગઈ રાતે મેં જોયું કે :

હઝરત મારી પાસે તશરીફ લાવ્યા.

આપની સાથે :

મારા મોટા ભાઈ આરિફે સુબ્હાની ખ્વાજા મુહમ્મદ સાદિક અને ઝુબ્દતુલ આરિફીન મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સઈદ પણ હાજર છે.

- હઝરતે અમને ત્રણે ભાઈઓને ઊનની બનેલી ત્રણ ચાદરો ઈનાયત ફરમાવી.
- મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સાદિકે એ ચાદરને એવી રીતે લપેટીને પકડી કે જાણે તેની હિફાઝત કરી રહ્યા છે. તેમણે એ ચાદર પોતાના શરીર પર ઓઢી નહિ.
- મખ્દૂમી અને મુકર્રમી ખ્વાજા મુહમ્મદ સઈદે એ ચાદરના એક હિસ્સાને ફેલાવી દીધો અને બીજા (હિસ્સા)ને પોતાના ખભા ઉપર નાંખી દીધો.
- મેં એ ચાદરને સંપૂર્ણ ફેલાવી દીધી અને તેનો થોડો હિસ્સો મારા શરીર ઉપર ઓઢી લીધો.

**નોંધ :**

- અહીં ચાદરથી મુરાદ મન્સબે ઈરશાદ છે.
- ચાદરને ફેલાવવા અને ઓઢવાથી મુરાદ (મુજદિદી સિલસિલાની) તબ્લીગ (પ્રચાર, પ્રસાર અને ફેલાવો) તેમજ ઈરશાદની સઆદતનો હિસ્સો છે. ['હસનાતુલ હરમૈન' યાકૂત નંબર : ૫]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનું દરરોજનું સમયપત્રક

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના નિકટના ખાસ ખલીફા હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં લખ્યું છે કે :

આ મખ્દૂમઝાદહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ)એ મસનદે ઈરશાદ પર ઝાહિરી અને બાતિની ઈસ્તિકામત (દ્રઢતા અને અડગતા)ની સાથે કદમ મૂકયો છે અને પોતાનું સમયપત્રક આ પ્રમાણે બનાવ્યું છે :

**ફજરથી ઝોહર સુધીનો કાર્યક્રમ**

- ફજરની નમાઝ અદા કરવા બાદ એ સમયના વઝાઈફે માસૂરહમાં મશગૂલ થાય છે.
- એનાથી ફારિગ થઈને ઝિક્રના હલકામાં બેસે છે.
- તે પછી ઈશરાકની નમાઝ અદા કરે છે.
- ઉનાળામાં શબબેદારી (રાત્રી જાગરણ)ની કમી દૂર કરવા માટે બે–ત્રણ ઘડી આરામ ફરમાવે છે.
- તે પછી જાગીને, વુઝૂ કરીને, ચાશતની નમાઝ અદા કરે છે.
- તે પછી દર્સ (શિક્ષણ) આપે છે.
- શિક્ષણ આપવાનું કામ ઝવાલે આફતાબ (સૂરજના ઢળવા સુધી) ચાલુ રહે છે.
- તે પછી અવ્વલ વખતમાં ઝોહરની નમાઝ અદા કરે છે.

**ઝોહરથી અસર સુધીનો કાર્યક્રમ**

- ઝોહરની નમાઝ બાદ હલકામાં બેસી જાય છે, અને હાફિઝથી કુરઆને પાક સાંભળે છે.
- એનાથી ફારિગ થઈને પોતે પણ કુરઆને પાકની તિલાવત કરે છે.
- કયારેક ઝોહરની નમાઝથી પહેલાં કુરઆને પાકની તિલાવત કરીને પછી શિક્ષણ આપવાનું શરૂ કરે છે.
- શિક્ષણનું કામ અસરનો સમય થાય ત્યાં સુધી ચાલુ રહે છે.

**અસરથી મગરિબ સુધીનો કાર્યક્રમ**

- અસરનો સમય શરૂ થતાં ફરી પાછું તાજું વુઝૂ કરીને અસરની નમાઝ

અદા કરે છે.

- કેટલીક વખતે આપ અસરની નમાઝ બાદ ખલ્વત (એકાંતવાસ)માં શામ (સાંજ, સંધ્યા) સુધી રહે છે.
- મગરિબની નમાઝ અવ્વલ વખતમાં અદા કરીને (અર્થાત ફર્ઝ બાદ) તત્કાલ બે રકાત સુન્નત અદા કરે છે.
- તે પછી મગરિબ બાદનો વઝીફો અને અવ્વાબીન અદા કરે છે.
- અવ્વાબીનમાં એટલી લાંબી કિરાઅત ફરમાવે છે કે, ઈમામે આઝમ અબૂ હનીફા (રહ.)ના મુતાબિક ઈશાનો વખત શરૂ થઈ જાય છે.

## ઈશા બાદનો કાર્યક્રમ

- ઉનાળામાં ઈશાનો વખત શરૂ થતાં જ ઈશાની નમાઝ અદા કરે છે.
- ઉનાળામાં ઈશા બાદ ઘરમાં તશરીફ લઈ જાય છે.
- શિયાળામાં આપ ત્રીજા ભાગની રાત વિતવા નજીક ઈશા અદા કરે છે.
- ઘણી વખત આપ ઘરમાં ઔરતોને પણ વઅઝ ફરમાવે છે.
- રાતના છેલ્લા ભાગમાં તહજ્જુદના માટે ઊઠે છે.
- તહજ્જુદમાં લાંબી લાંબી સૂરતો મોટા અવાજે પઢે છે.
- ઘણી વખત તહજ્જુદના વુઝૂથી ફજરની નમાઝ અદા કરે છે.
- દરેક સમયના માસૂરહ અવરાદ અને વઝાઈફ પાબંદીની સાથે પઢે છે.
- આપ ગયર મુવક્કતહ દુઆઓના પણ પાબંદ છે.

## બીજા કાર્યક્રમો

- ઉપર લખેલા મઅમૂલાત ઉપરાંત દરરોજ ૫૦૦૦ (પાંચ હઝાર) વખત કલિમએ તય્યિબહ પણ પઢે છે.
- ગરઝ કે આટલી વિપુલ ઈબાદતો અને સમયની આવી પાબંદી સામાન્ય ઈન્સાન માટે શકય નથી.
- આ ઉપરાંત આપ તાલિબોને ઈરશાદ અને અહબાબને ફયઝ

પહોંચાડવામાં પણ મશગૂલ રહે છે.

- તાલિબો પર રુશદ અને હિદાયતના આસાર (ચિહ્નો) તેમજ ફુયૂઝ અને બરકાત પ્રાપ્ત થવાની અલામતો આપ જેવા ખુદા આગાહની તવજ્જુહની બરકતથી ઝાહિર થતી રહે છે.
- દૂર દૂરથી આ (મુજદિદી) તરીકાના તાલિબો આપની ખિદમતમાં હાજર થવાની તૌફીક મેળવે છે. અને આલા (ઉચ્ચ) કમાલાત અને મકામાત પર પહોંચે છે. ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૧૮, ૨૧૯]

## ❸ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની કિતાબો

### [૧] મિશકાતુલ મસાબીહ પર હવાશી

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)એ કેટલીક આધારભૂત દરસિયા (દારુલ ઉલૂમોમાં અભ્યાસક્રમની) કિતાબો પર હવાશી અને તાલીકાત (ફૂટનોટ, સમજૂતી, વિવરણ, સંદર્ભસૂચી) પણ લખ્યા છે.

એમાંથી મિશકાતુલ મસાબીહ પર હવાશી (ફૂટનોટ)માં આપે તે હદીષ શરીફની સિહત (સત્યતા) અને અહમિયત (મહત્ત્વ) પર ચર્ચા કરી છે જે હનફી મઝહબના ઈમામોનો મઆખિઝ (મૂળ આધાર) છે.

ઉલમાએ આ તઅલીકાત (ચર્ચા)ને પસંદ કરી છે.

### [૨] હાશિયએ ખ્યાલી

આપની 'હાશિયએ ખ્યાલી'ની દલીલો પણ ઘણી નક્કર અને મજબૂત છે. એમાં ખાસ બારીક (સૂક્ષ્મ) વાતો બયાન કરવામાં આવી છે.

### [૩] 'અદમે રફએ સબાબા દર તશહહુદ'

[તશહહુદ (અત્તહિય્યાત)માં સબાબા (શહાદતની આંગળી) નહિ ઊંચકવા બાબત]

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં જ, તશહહુદ (નમાઝમાં 'અત્તહિય્યાત')માં શહાદતની આંગળી (સબાબા) નહિ ઊંચકવાના વિષયમાં કિતાબ લખી હતી. એનો હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતે પોતાના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)માં ઉલ્લેખ કરેલો છે.

'મકતૂબાત શરીફ'ની પહેલી જિલ્દ (ભાગ)નો પત્ર નંબર : ૩૧૨ જે આપના ખાસ ખલીફા મીર મુહમ્મદ નુઅમાન રહમતુલ્લાહિ અલયહિના નામે લખેલો છે તેમાં લખ્યું છે કે :

> "શહાદતની આંગળી ઉઠાવવા વિષે મોટા ભાગના હનફી ઉલમાના ફતવા પ્રમાણે 'અત્તહિય્યાત'માં શહાદતની આંગળી ન ઉઠાવવું મારી નજીક બેહતર છે."

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઉપરોક્ત મંતવ્યના સમર્થનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ 'અદમે રફએ સબાબા દર તશહહુદ' કિતાબ લખી છે.

મજકૂર બાબતમાં હનફી મસલકના મુફતીઓમાં આજ સુધી મતભેદ ચાલુ છે.

દારુલ ઉલૂમ, ડાભેલના સદર મુફતી હઝરત મૌલાના મુફતી અહમદ ખાનપૂરી સાહબે પોતાના ફતાવા સંગ્રહ 'મહમૂદુલ ફતાવા' (ગુજરાતી)ના પહેલાં ભાગમાં પાના નંબર : ૪૮૦ થી ૪૮૯ સુધી લગભગ ૧૦ (દસ) પાનાનો લાંબો ફતવો શહાદતની આંગળી ઉઠાવવાના સમર્થનમાં લખ્યો છે.

[ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.]

# 4 હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના મુબારક પત્રો

## મકતૂબાત (પત્રો)નું સંપાદન

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના મકતૂબાત (પત્રો)નું સંપાદન આપના સાહબઝાદહ અલ્લામહ મુહમ્મદ ફર્રૂખે સંપાદિત કર્યા હતા. એ પત્રો 'મકતૂબાતે સઈદિય્યહ' નામથી પ્રગટ થયેલા છે.
- મોટા ભાગના પત્રો ફારસી ભાષામાં લખેલા છે.
- કેટલાક પત્રો અરબી ભાષામાં પણ લખેલા છે.
- આપે પોતાના પત્રોમાં ઘણાં ઊંચા હકાઈક અને અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતની તહકીક (સંશોધનો) લખ્યા છે.
- આપે પોતાના બાતિની અહેવાલો વિષે આપના વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુને પણ કેટલાક પત્રો લખેલા છે.

એ પત્રોમાંથી માત્ર નમૂના તરીકે માત્ર બે–ત્રણ લીટીઓ અહીં નકલ કરું છું.

આપે આપના વાલિદ સાહબ રહિમહુલ્લાહુને લખ્યું છે કે :

**'હઝરત સલામત ! દર શાહાબાદ ચૂં મશગૂલ બુવદ રૂહ રા અઝ બદન જુદા દીદ. ઝાહિર શુદ કે ઈં મકામે હયરત અસ્ત'**

[હઝરત સલામત ! શાહાબાદ (શહેર)માં જયારે હું ઝિક્રમાં મશગૂલ હતો ત્યારે (મારી) રૂહને (મારા) બદનથી જુદી જોઈ. એવું જાહેર થયું કે આ હયરતનો મકામ છે.]

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ લખ્યું છે કે :

"મુહમ્મદ સઈદે પોતાના જે અહેવાલ લખ્યા છે તે અત્યંત સહીહ અને શરીફ છે. યારોમાંથી કોઈના પર આ અહેવાલ

આ ખુસૂસિયતથી જાહેર નથી થયા.''

['રવઝતુલ કય્યૂમિય્યહ' (ઉર્દૂ) પાનું : ૪૬૫, ૪૬૬]

- આપના કેટલાક પત્રો એવા છે જેમાં આપે કેટલીક આયાતે કરીમાની તાવીલાત (વિવરણ) કર્યુ છે. મકતૂબાતના સમગ્ર સંગ્રહમાં ૧૦ (દસ) એવા પત્રો છે જેનો વિષય જ આયાતે કરીમાની તાવીલાત (વિવરણ) છે. જુઓ પત્ર નંબર : ૮, ૯, ૧૧, ૧૨, ૧૬, ૧૯, ૨૦, ૨૨, ૫૨, ૮૯
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ આપની મશહૂર કિતાબ 'હઝરાતુલ કુદસ'માં પાના નંબર : ૨૧૯ થી ૨૩૬ માં 'કુદસિયહ' શીર્ષકથી આઠ પત્રો સંપૂર્ણ નકલ કરેલા છે.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝેબ આલમગીર બાદશાહ અને બીજા અમીરો તથા દરબારીઓ અને તેમના ખાનદાનના લોકોને લખેલા અનેક પત્રો પણ મોજૂદ છે :

(૧) બાદશાહ ઔરંગઝેબ આલમગીરને પાંચ પત્રો લખ્યા હતા :
પત્ર નંબર : ૪, ૪૫, ૪૬, ૬૫, ૬૬

(૨) જાનેજાનાં બેગમ (અબ્દુર્રહીમ ખાન ખાનાનની સાહબઝાદી)ને પત્ર નંબર : ૫૮ લખ્યો હતો.

(૩) બીબી ખાનમી (તરબિયત ખાનની સાહબઝાદી)ને પત્ર નંબર : ૭૭ લખ્યો હતો.

(૪) અબ્દુર્રહીમ ખાન ખાનાનને પત્ર નંબર : ૯૨ લખ્યો હતો.

(૫) મુરતઝાખાનને પત્ર નંબર : ૯૩ લખ્યો હતો.

(૬) યમનના બાદશાહ ઈમામ ઈસ્માઈલને પત્ર નં. : ૮૭ લખ્યો હતો.

## બાદશાહો, સરદારો અને હાકિમોને પત્રો લખવાની સુન્નત

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મકતૂબાત

શરીફ (મુબારક પત્રો) મારફતે ઈસ્લામની તબ્લીગ ફરમાવી અને બાદશાહો, સરદારો અને હાકિમોના નામે મોટા પ્રમાણમાં મકાતીબ શરીફ (મુબારક પત્રો) લખ્યા હતા. દાખલા તરીકે :

- શાહ હરમઝાન
- મિસરના શાહ મકૂકસ
- યમામાના શાહ હવઝહ બિન અલી
- દમિશ્કના શાહ હારિસ બિન અબી સમર ગસ્સાની
- શામના શાહ જબલહ બિન અયહમ ગસ્સાની
- હબશાના શાહ નજાશી
- રૂમના કયસર હિરકલ
- ફારિસ (ઈરાન)ના કિસરા ખુસરૂ પરવેઝ
- યમનના હાકિમ બાઝાન
- બહરીનના હાકિમ મન્ઝર બિન સાઝી
- અમાનના હાકિમ જયફર બિન જલન્દી
- હાકિમે ઈલા યુહન્ના બિન રૂબહ
- બની કલ્બના સરદાર અસબગ બિન અમ્ર કલ્બી
- સરદારે બની અઝદાબૂઝ બયાન અઝદી
- સરદારે હજર અસીખત બિન અબ્દુલ્લાહ... વગેરે.

## હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ અને આપની ઔલાદે આ મુબારક સુન્નત અપનાવી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ સુન્નતને અપનાવી અને પોતાના ઝમાનાના બાદશાહો, ગવરનરો, વઝીરો (પ્રધાનો), ફૌજી અફસરો (લશકરી અધિકારીઓ) અને અમીરો તેમજ દરબારીઓના નામે પત્રો લખી લખીને શરીઅતની હિફાઝતની દાવત આપી અને ઈસ્લામની તબ્લીગનો હક અદા કર્યો.

તે પછી આપના સાહબઝાદાઓ :

[૧] ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ આ સુન્નત પર અમલ કર્યો. આપે લખેલા પત્રોની વિગતો ઉપર આવી ગઈ છે.

[૨] તે પછી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પણ આ સુન્નત પર અમલ કર્યો જેની વિગતો 'ફયઝાને માસૂમિય્યહ' કિતાબમાં આવી ગઈ છે.

તે પછી હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના પૌત્રોએ પણ આ સુન્નત પર અમલ કર્યો.

[૧] હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

[૨] હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ

[૩] હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ

એ બધાંએ પત્રોના લેખનને ઈસ્લામની તબ્લીગનો મહત્ત્વનો ઝરીઓ બનાવ્યો.

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ લખેલા મહત્ત્વના પત્રો

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના પહેલાં ગ્રંથમાં પત્ર નંબર : ૨૬૭ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત ખ્વાજા હિશામુદ્દીન અહમદ રહમુતલ્લાહિ અલયહિને લખેલો છે.

પ્રથમ આપ અકબર બાદશાહના દરબારમાં અમીર હતા અને અબૂલ ફઝલની બહેન સાથે નિકાહ કર્યા હતા. પરંતુ પાછળથી આપે 'અમીર'ના પદનો ત્યાગ કરી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી ખિલાફતથી મુશર્રફ થયા અને અલ્લાહ તઆલાની યાદમાં બાકીનું જીવન વિતાવ્યું.

આપ દરરોજ કુરઆન શરીફના પંદર પારહની તિલાવત ફરમાવતા હતા.

ઉપર જણાવેલા પત્રમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાના બે ફરઝંદો વિષે લખેલી વાતોનો થોડોક અંશ નીચે પ્રમાણે છે :

"મારા પ્રિય ફરઝંદો :
(મુહમ્મદ સઈદ અને મુહમ્મદ માસૂમ)
ફકીરના (મારા) મઆરિફના મજમૂઆ છે અને સુલૂક તેમજ જઝબહના મકામાતના નુસખા છે."



"ફકીર જાણે છે (મને ખબર છે) કે પ્રિય ફરઝંદો [મુહમ્મદ સઈદ અને મુહમ્મદ માસૂમ] અસરાર (ભેદો, રહસ્યો)ના જાણકારો છે અને ખતા તેમજ ગલતીથી મહફૂઝ (સુરક્ષિત) છે."

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના ત્રણ ગ્રંથોમાં નીચે જણાવ્યા પ્રમાણે કુલ ૨૩ (તેવીસ) પત્રોમાં પોતાના ગૂઢ, ગહન મઆરિફ અને અસરાર (ભેદો, રહસ્યો) લખીને તેમને જણાવેલાં છે :

ગ્રંથ : ૧ પત્ર નંબર : ૨૫૯, ૨૯૬, ૩૧૧ (ત્રણ પત્રો)
ગ્રંથ : ૨ પત્ર નંબર : ૩, ૫૫, ૭૧, ૯૧, ૯૮ (પાંચ પત્રો)
ગ્રંથ : ૩ પત્ર નંબર : ૨, ૪૩, ૪૬, ૪૮, ૬૧, ૬૪, ૭૩, ૭૭, ૭૮, ૮૨, ૮૩, ૮૮, ૯૩, ૧૦૪, ૧૦૬ (પંદર પત્રો)

**હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુએ લખેલા પત્રો**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને આપના નાના ભાઈ ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુએ પણ બે મહત્ત્વના પત્રો લખેલા છે જેનો 'મકતૂબાતે માસૂમિય્યહ'ના ત્રીજા ગ્રંથમાં, નંબર : ૧ અને ૬૬ થી સમાવેશ કરવામાં આવેલો છે.

## 5 હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની અતિ ઉચ્ચ પ્રતિભા દર્શાવતા બનાવો

**હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુનો બેહદ અદબ કરતા હતા**

ઉર્વતુલ વુસ્કા, હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો એટલો અદબ અને એહતિરામ કરતા હતા કે જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ નિયમ પ્રમાણે સાંજના સમયે પાલખી (ડોલી)માં બેસીને ફરવા માટે તશરીફ લઈ જતા અને પાલખી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની હવેલી સામેથી પસાર થતી ત્યારે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પાલખી જોઈને પોતાની હવેલીમાં ઊભા થઈ જતા અને જયાં સુધી પાલખી નજરની સામે રહેતી ત્યાં સુધી બેસતા ન હતા.

ઘણી વાર અર્ઝ કરવામાં આવી કે :

"જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અહીંથી પસાર થાય છે ત્યારે :

ન આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદને નઝર આવો છો,
ન તેમને આપના ઊભા થવાની જાણ થાય છે !
તો આપે ઊભા થવાની શી જરૂર છે ? "

તો જવાબમાં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા કે :

"તેમને દેખાડવું મારો મકસદ નથી પરંતુ તેમનો અદબ મારો મકસદ છે." ['ઉલમાએ હિન્દકા શાનદાર માઝી' પા. : ૩૩૧]

**હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પોતાની બોરડીના બોર પ્રથમ પોતે ખાતા ન હતા**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની હવેલીના આંગણમાં એક બોરડીનું ઝાડ હતું.

એ ઝાડ ઉપર દર વરસે, બોરની સીઝનમાં જયારે સૌથી પ્રથમ બોર લાગતા હતા ત્યારે આપ સૌથી પ્રથમ એ બોર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને મોકલતા હતા. તેમના ખાવા પછી જ એ બોરડીના બોર પોતે ખાતા હતા અને બીજાને પણ ખવડાવતા હતા. ['ઉલમાએ હિન્દકા શાનદાર માઝી' પાનું : ૩૩૧]

**પોતાના ફરઝંદોના ઉચ્ચ મકામ વિષે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ની પોતાના મુરીદોને ખાસ વસિયતો**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ પોતાની વફાતથી પહેલાં, ઝિન્દગીના આખરી દિવસોમાં પોતાના બન્ને સાહબઝાદાઓ :

[૧] હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને
[૨] હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના ઉચ્ચ મકામ વિષે પોતાના મુરીદોને નીચે પ્રમાણે ભારપૂર્વક ખાસ વસિય્યત ફરમાવી :

- મારા (બન્ને) ફરઝંદોની ઈઝઝત કરજો.
- તેમનાથી દુઆ અને તવજ્જુહના માટે વિનંતી કરજો.
- સખ્તી અને મુસીબતમાં તેમનાથી મદદ મેળવજો.
- અલ્લાહ તઆલાએ તેમને સંપૂર્ણ મઅરિફત અને મુકમ્મલ

(પરિપૂર્ણ) કુર્બ (નઝદીકી) અતા ફરમાવ્યા છે.

- તેઓ તમામ જહાનમાં શરીફ અને કરીમ છે.
- અલ્લાહ તઆલાએ મને વાયદો ફરમાવ્યો છે કે,

મારી નિસબતે ખાસ્સહ અને
તમામ જહાંનની કુતુબિયત,
કિયામત સુધી,
મારા ફરઝંદોમાં રહેશે.

**હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કબરના સ્થાન વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની વાતને માન્ય રાખી**

ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના મુરીદોને વસિય્યતો કરવા બાદ આપ રહિમહુલ્લાહુએ પોતાના બન્ને ફરઝંદોને વસિય્યત ફરમાવી કે :

[૧] મારા કફન અને દફનમાં સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ કાળજી રાખજો.
[૨] મારી કબર કાચી રાખજો.
[૩] મારી કબર કોઈ ગુમનામ જગાએ બનાવજો.

કબરના સ્થાન વિષેની ત્રીજી વસિય્યત વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ અરજ કરી કે :

"હઝરત સલામત !
આપે પહેલાં ફરમાવ્યું હતું કે :
મારી કબર સાહબઝાદહ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિના ઈહાતહ (ઘેરાવા)માં હશે. વળી કબરની જગા પણ આપે નક્કી કરી દીધી હતી. ઉપરાંત તે જગાની શરાફત, બરકત અને અનવાર પણ આપે બયાન ફરમાવ્યા હતા."

હઝરતે ફરમાવ્યું કે :

"(ત્યારે) મેં એવું કહ્યું હતું પરંતુ હવે મને આ જ (ગુમનામ જગાએ દફન થવાનો) શોખ છે.

જો તમને આ મંઝૂર ન હોય, તો (મારા) વાલિદ બુઝુર્ગવાર (હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ)ની (કબર)ની નઝીક અથવા (ત્યાં) બાગ (વાડી)માં દફન કરજો."

મખ્દૂમઝાદહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહ.)એ (પ્રથમ ફરમાવેલી જગાએ જ દફન કરવાનો) વધારે આગ્રહ કર્યો તો ફરમાવ્યું કે :

"ઠીક છે, જે મુનાસિબ હોય તે કરજો."

**નોંધ :**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ હઝરત મખ્દૂમ ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર શરીફ સરહિન્દ શરીફમાં ઉત્તર દિશા તરફ આશરે દોઢથી બે કિલો મીટર દૂર, એકાંત, નિર્જન જગાએ આવેલો છે. એવા ગુમનામ સ્થળે દફન થવાનો આપનો ઈરાદો હતો છતાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના આગ્રહથી પોતાનો ઈરાદો મોકૂફ કર્યો એ બતાવે છે કે આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુની વાતનો અને મશવરાનો કેટલો આદર અને સનમાન કરતા હતા.

### હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ની જનાઝહની નમાઝ પણ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)એ પઢાવી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ, સુન્નત તરીકા પ્રમાણે આપને ગુસલ અને કફન આપ્યા બાદ જનાઝહની નમાઝ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ પઢાવી.

તે પછી આપના સૌથી મોટા પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિની કબર શરીફના ઈહાતહ (ઘેરાવા)ની વચ્ચે, કિબ્લહ તરફ દફન કરવામાં આવ્યા.

હવે એ ગુંબદમાં ત્રણ મુબારક મઝારો છે :

[૧] પશ્ચિમ દિશા તરફ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહ
[૨] વચમાં મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)
[૩] પૂર્વ દિશા તરફ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહ

**હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ઈન્તિકાલ બાદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ પાસે આવીને આપને ગોદમાં દબાવી લીધા!**

મખ્દૂમઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ (પોતે) ફરમાવે છે કે :

"હઝરત (વાલિદ સાહબ)ની વફાતના રંજ અને ગમના ઝમાનામાં એક રાતે હું રોઝએ મુબારકના હુજરા (ઓરડી)માં સૂતો હતો.

ફિરાક (જુદાઈ)ના માતમ (દુઃખ) અને ઈશ્તિયાકના દર્દની હાલતમાં મને એવું માલૂમ પડયું કે હઝરત (વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ) રોઝાના સહનમાં ટહેલે છે.

તે પછી વાકિઆમાં જોયું કે હઝરત હુજરાના દરવાજામાંથી અંદર તશરીફ લાવ્યા અને મારા બિસ્તર પર બેસીને મને ગોદમાં દબાવી લીધો. જેમ મશાઈખ બાતિની નેઅમત આપતી વખતે મુઆનકહ કરે છે. (ભેટે છે.)

આ પ્રમાણે કરવાથી મારા પર હેબત છવાઈ ગઈ. મારા સમગ્ર શરીરમાં ધ્રૂજારી ચાલુ થઈ ગઈ ! તે પછી આપ મારી નઝરથી

ગાઈબ થઈ ગયા !

આ ઉપરાંત પણ, અનેક વખત, રાતના સમયે, રોઝહ શરીફના સહનમાં મેં આપને ટહેલતા જોયા છે.''

['હઝરાતુલ કુદસ' પાનું : ૧૮૦]

**હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને ખ્વાબમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ અલ્લાહ તઆલાના ઈન્આમો દર્શાવ્યા**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ ફરમાવે છે :

"મેં હઝરત (વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ)ને ખ્વાબમાં જોયા કે આપની વફાત બાદ હક સુબ્હાનહૂ વ તઆલાએ આપ પર જે ઈન્આમો ઈનાયત ફરમાવ્યા છે તેને બયાન ફરમાવી રહ્યા છે અને તેના પર આપ શુક્ર અદા ફરમાવી રહ્યા છે.''

મેં અરજ કરી કે :

"શું હક સુબ્હાનહૂ વ તઆલાએ આપને શુક્રના મકામમાંથી પણ કંઈ હિસ્સો અતા ફરમાવ્યો છે ? ''

આપે ફરમાવ્યું કે :

"હાં, મને પણ શુક્ર ગુઝારોમાં ગણવામાં આવ્યો છે.''

મેં અરજ કરી કે :

"કુરઆને મજીદમાં વારિદ થયું છે કે :

وَقَلِيْلٌ مِّنْ عِبَادِيَ الشَّكُوْرُ ط (سورۂ سبا:۱۳)

[અને મારા બંદાઓમાં શુક્ર કરનારા થોડાંક જ છે.]

આ આયતથી ફલિત થાય છે કે :

તે (શુક્રના મકામમાં) ફકત પયગમ્બરોની જમાઅત હશે

અથવા પયગમ્બરોના કામિલતરીન (પૂર્ણતમ) સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન) હશે. જેવા કે, હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ."

આપે ફરમાવ્યું કે :

"હાં, એવું જ છે પરંતુ હક સુબ્હાનહૂ વ તઆલાએ પોતાના ફઝલ અને કરમથી મને પણ એ જમાઅતમાં દાખલ કરી લીધો છે."

['ઝુબ્દતુલ મકામાત' પાનું : ૨૯૭, ૨૯૮
'વિસાલે અહમદી' પાનું : ૩૮]

**હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ઉચ્ચ અખ્લાક અને ઉમદહ આદતો**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ વિષે પોતાના એક મકતૂબ (પત્ર)માં લખ્યું છે કે :

- તશરીહ અને તકવા, ઈત્તિબાએ સુન્નત અને અઝીમતથી આપ સંપૂર્ણ રીતે આભૂષિત હતા.
- વાતચીત ખૂબ જ નરમ કરતા હતા.
- વિનમ્રતા અને વિવેકના આપ નમૂના હતા.
- મહેમાનોની સેવા–ચાકરી અને આગતા–સ્વાગતામાં ખૂબ કાળજી રાખતા હતા.
- પોતાના પાસે જે કંઈ હોય તે ખર્ચી નાંખતા હતા.
- પોતાની જાતને કંઈ વિસાતમાં ન ગણવી એ આપનો ઉમદહ તરીકો હતો.
- ઔરંગઝૈબ આલમગીર આપનો બેહદ અકીદતમંદ હતો.

['જહાંને ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ' : ૪ / ૯૭]

# ❻ મક્કા મુઅઝ્ઝમા અને મદીનહ મુનવ્વરહનો મુબારક સફર

## સફરના સાથીઓ

મજકૂર મુબારક સફરમાં :

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ત્રણ મહાન સાહબઝાદાઓ શામિલ હતા :

  (૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
  (૨) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ
  (૩) હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

- એ ત્રણેના તમામ પરિવારજનો પણ શામિલ હતા.
- મુજદ્દિદી ખાનદાનના બીજા અનેક લોકો પણ શામિલ હતા.
- ત્રણે ભાઈઓના મુરીદો, ખલીફાઓ અને અકીદતમંદો પણ શામિલ હતા.
- એક અંદાજ મુજબ આ મુબારક સફરના કાફલામાં આશરે ૭૦૦૦ (સાત હઝાર) પ્રવાસીઓ હતા.

## રવાનગીનું વરસ અને બીજી વિગતો

- આ મુબારક કાફલો હિજરીસન ૧૦૬૭ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૭ માં આ મુબારક સફર માટે સરહિંદ શરીફથી રવાના થયો.
- મજકૂર મુબારક સફર વખતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ૬૨ (બાસઠ) વરસની હતી.
- આ મુબારક સફરના માત્ર ત્રણ વરસ પછી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થયો હતો.

## આ મુબારક સફર વિષે લખાયેલી મહત્ત્વની ત્રણ કિતાબો :

આ મુબારક સફરમાં, મુજદ્દિદી ખાનદાનના ત્રણ મહા વિદ્વાન, બાતિની દૌલતથી પણ સમ્પન્ન, યુવાન સાહબઝાદાઓ શામિલ હતા. તેમણે મજકૂર પ્રવાસમાં પોતે જોયેલી, સાંભળેલી, અનુભવેલી બાબતોના આધારે નીચે પ્રમાણે ત્રણ મહત્ત્વની કિતાબો લખી હતી.

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના સાહબઝાદા અને ખલીફા હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહિમહુલ્લાહુએ 'લતાઈફુલ મદીનહ' નામથી ફારસી ભાષામાં કિતાબ લખી.

(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના જ ફરઝંદ હઝરત અલ્લામહ ફર્રૂખ (રહ.)એ 'મકાશિફાત'નામની કિતાબ લખી.

(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના મહાન સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહિમહુલ્લાહુએ અરબી ભાષામાં'યવાકીતુલ હરમયન' નામની કિતાબ લખી.

એ કિતાબના 'હસનાતુલ હરમયન' નામથી ફારસી અને ઉર્દૂ ભાષામાં અનુવાદો થયા જેનો ગુજરાતીમાં અનુવાદ 'ફયઝાને માસૂમિય્યહ' ગ્રંથમાં પાના નંબર : ૧૮૦ થી ૨૬૦ સુધી આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાએ સુજ્ઞ ગુજરાતી વાચકો સમક્ષ રજૂ કર્યો છે.

## મજકૂર મુબારક સફરનું વર્ણન

- 'ફયઝાને માસૂમિય્યહ' કિતાબમાં, મજકૂર મુબારક સફરનું વર્ણન 'યવાકીતુલ હરમયન' અર્થાત 'હસનાતુલ હરમયન' કિતાબના આધારે લખવામાં આવ્યું હતું.
- હવે આ કિતાબ : 'ફયઝાને સઈદી'માં મજકૂર મુબારક સફરનું વર્ણન 'લતાઈફે મદીનહ' કિતાબના આધારે લખવામાં આવે છે. અલ્લાહ તઆલા મદદ ફરમાવે. આમીન.

## સરહિંદ શરીફથી સૂરત સુધીનો પ્રવાસ

મજકૂર મુબારક પ્રવાસનો મુબારક કાફલો સરહિન્દ શરીફથી રવાના થઈ નીચે પ્રમાણે હિન્દુસ્તાનના વિવિધ શહેરોનો લાંબો સફર કરીને, અસંખ્ય બુઝુર્ગોના મઝારોની ઝિયારત કરતા કરતા સૂરતની બંદરગાહે પહોંચ્યો.

## સરહિન્દ શરીફના મઝારોની ઝિયારત

સૌથી પ્રથમ સરહિંદ શરીફમાં, નીચે પ્રમાણે પોતાના મહાન પૂર્વજ બુઝુર્ગોના મઝારોની ઝિયારત કરી :

### [૧] હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ

[આપના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો કિતાબ : 'મિલ્લતના નિગહબાન']

### [૨] હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ

[આપ હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ અને સુહરવરદિયા, કાદિરિયા, ચિશતિયા અને સાબિરિયા સિલસિલાના મહાન ખલીફા હતા.

આપના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : 'મિલ્લતના નિગહબાન' પાના નંબર : ૧૧૨ થી ૧૨૫]

### [3] હઝરત ઈમામ રફીઉદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિ

સય્યિદિના શયખ (મુહમ્મદ સઈદ) રહિમહુલ્લાહુએ ફરમાવ્યું : "જયારે અમે શયખે કામિલ ઈમામ રફીઉદ્દીન રહિમહુલ્લાહુની કબર પર ગયા તો અમે તેમને ઈલ્મ અને મુતાબઅતના નૂરથી પુરનૂર જોયા." ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૮]

[આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના પહેલાં પાંચમી પેઢીના પૂર્વજ અને સરહિન્દ શરીફના મૂળ સ્થાપક હતા.

'મિલ્લતના નિગહબાન' કિતાબમાં પાના નંબર : ૧૦૨ થી ૧૧૫ સુધી આપનો વિસ્તૃત પરિચય છે.]

## પાનીપતના મઝારોની ઝિયારત

આ મુબારક કાફલાએ સરહિન્દ શરીફથી રવાના થયા પછી સૌથી પહેલો પડાવ પાનીપત શહેરમાં નાંખ્યો અને નીચેના મહાન બુઝુર્ગોના મઝારોની ઝિયારત કરી :

**[૧] હઝરત શયખ શરફુદ્દીન બૂ અલી શાહ કલન્દર (રહ.)**

['મિલ્લતના નિગહબાન' કિતાબમાં પાના નંબર : ૧૦૫ થી ૧૧૫ સુધી આપનો વિસ્તૃત પરિચય લખેલો છે.]

**[૨] હઝરત ખ્વાજા શમ્સુદ્દીન તુર્ક રહમતુલ્લાહિ અલયહિ**

**આપનો ટૂંકો પરિચય**

- આપ ચિશ્તિયા સિલસિલાના મહાન બુઝુર્ગ હતા.
- આપ બાબા ફરીદુદ્દીન ગંજશકર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં લગભગ ૧૦ (દસ) વરસ રહ્યા.
- તે પછી આપના હુકમથી લગભગ ચોવીસ વરસ સુધી કલિયર શરીફમાં હઝરત મખ્દૂમ સાબિર રહિમહુલ્લાહુની ખિદમતમાં રહ્યા.
- તે પછી આપના હુકમથી પાનીપતમાં સ્થાયી થઈ ત્યાંના લોકોને પોતાના બાતિની નૂરથી ફયઝયાબ ફરમાવ્યા.
- ૧૦, જમાદિસ્સાની, હિજરીસન ૭૧૫ મુતાબિક ઈસ્વીસન ૧૩૧૫ માં આપે ઈન્તિકાલ ફરમાવ્યો.

## દિલ્હીના મઝારોની ઝિયારત

**[૧] કુતુબુત્તરીકા મવીદુદ્દીન રઝી શયખના ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ**

[આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના પીર અને મુરશિદ હતા.

'નકશબંદી ઔલિયા'ના ત્રીજા ગ્રંથમાં પાના નંબર : ૧૯૨ થી ૨૭૮ સુધી આપના વિસ્તૃત હાલાત લખેલા છે.]

**[૨] કામિલુલ મુકમ્મલ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)**

[આપ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશતી, અજમેરી રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફા હતા.]

સય્યિદિના શયખ (ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

''જયારે દિલ્હીમાં શયખે અજલ ખ્વાજા કુત્બુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના મઝારની ઝિયારત અને ફાતિહાના માટે રવાના થયા તો તેઓ અમારા સ્વાગતના માટે આવ્યા જેની મને જાણ થઈ ગઈ. તેઓ ઘણી જ મુહબ્બતથી મળ્યા.''

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૮]

**[૩] શયખ સલાહુદ્દીન સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ**

**આપનો ટૂંકો પરિચય**

- આપના નસબ (વંશ)નો સિલસિલો ૧૬ (સોળ) વાસ્તાથી હઝરત મુસય્યિબ બિન હઝરત ઝુબયર રદિયલ્લાહુ અન્હુ સુધી પહોંચે છે.
- આપે ખિલાફત અને ઈરશાદનો ખિરકહ હઝરત શયખ કબીરુદ્દીન ઈસ્માઈલથી હાસિલ કર્યો.
- આપનો શજરએ તરીકત હઝરત શયખ શિહાબુદ્દીન સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ સુધી આઠ વાસ્તાથી પહોંચે છે.

● ૧૭, જમાદિલ અવ્વલ, ૯૦૧ હિજરીમાં આપનો ઈન્તિકાલ થયો.

સય્યિદિના શયખ (ખ્વાજા મુહમ્મદ સઈદ રહ.) ફરમાવે છે કે :

"અમે શયખ સલાહુદ્દીન સુહરવરદી રહિમહુલ્લાહુની કબર પર ગયા તો અમે તેમને મુતાબઅતના નૂરથી મુનવ્વર જોયા."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૮]

### [૪] શયખ નસીરુદ્દીન (મહમૂદ ચિરાગે દેહલી) રહિમહુલ્લાહ

#### આપનો ટૂંકો પરિચય

● આપ હઝરત મહબૂબે ઈલાહી ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફા હતા.

● હઝરત બાબા ફરીદુદ્દીન મસઊદ ગંજશકર રહિમહુલ્લાહુ તરફથી મળેલા તમામ તબર્રુકાત હઝરત મહબૂબે ઈલાહી રહિમહુલ્લાહુએ હઝરત નસીરુદ્દીન મહમૂદ ચિરાગે દેહલી રહિમહુલ્લાહુને સોંપી દીધા.

● હઝરત ખ્વાજા બંદા નવાઝ સય્યિદ મુહમ્મદ ગેસૂદરાઝ, હઝરત મખ્દૂમ જહાંનિયાન જહાંગશ્ત રહમતુલ્લાહિ અલયહિ... વગેરે અનેક મહાન અને મશહૂર બુઝુર્ગો આપના ખલીફાઓ હતા.

● ૧૮, રમઝાન, હિજરીસન ૭૫૭ ના રોજ આપનો ઈન્તિકાલ થયો.

સય્યિદિના શયખ (ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

"અમે શયખ નસીરુદ્દીન (મેહમુદ ચિરાગે દેહલી)ના મઝારની ઝિયારતના માટે ગયા તો તેમની નિસબતે આલિયહને ઝિલ્લ (પ્રતિબિંબ) અને અસલથી મખ્લૂત (મિશ્રિત) જોઈ અને તેમને તજલ્લિએ ઝાતીથી પણ આભૂષિત જોયા."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાના નંબર : ૭૮ અને ૭૯]

### [૫] શયખ ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહમતુલ્લાહિ અલયહિ

**આપનો ટૂંકો પરિચય**

- આપનો નસબ (વંશ) હઝરત સય્યિદિના ઈમામ હુસયન રદિયલ્લાહુ તઆલા અન્હુ અને હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે. એટલે કે આપ હુસયની સય્યિદ હતા.
- આપ હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ના ખાસ ખલીફા હતા.
- ખિલાફત મળવા બાદ, પોતાના પીરના હુકમથી દિલ્હી તશરીફ લાવી પોતાના નૂરે બાતિનનો ફેલાવો કર્યો.
- આપ અલ્લાહ તઆલાની મહબૂબિયતથી મુશર્રફ થઈ 'મહબૂબે ઈલાહી' તરીકે મશહૂર થયા.

સય્યિદિના શયખ (ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

"અમે શયખ નિઝામુદ્દીન (ઔલિયા) રહિમહુલ્લાહુના મઝાર પર ગયા તો તેમને તેમની નિસબતે શરીફા અર્થાત 'મહબૂબિયત' હઝઝે વાફિર (વિપુલ પ્રમાણમાં) મળી હોવાનું જોયું."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

**[૬] હઝરત અમીર ખુસરૂ રહમતુલ્લાહિ અલયહિ**

**ટૂંકો પરિચય**

- આપ બાદશાહના દરબારી અને અમીર હતા.
- આપ ફારસી ભાષાના અતિ ઉચ્ચ કક્ષાના શાઈર હતા.
- હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા મહબૂબે સુબ્હાની રહમતુલ્લાહિ અલયહિના આપ ખાસ મુરીદ અને આશિક હતા.
- હઝરતની પણ આપ પર ખાસ નઝરે ઈનાયત હતી. આપને પોતાની ખિલાફતથી પણ નવાઝયા હતા.
- આપની વફાત હિજરીસન ૭૨૫ માં થઈ હતી.
- આપનો મઝાર આપના પીરના ચરણો તરફ છે.

સય્યિદિના શયખ (ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

"અમીર ખુસરૂ (રહ.)ને મેં ખૂબ મસરૂર (ખૂશ) જોયા."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

## અકબરાબાદ (આગ્રા)ના મઝારોની ઝિયારત

### [૧] અમીર મુહમ્મદ નુઅમાન (બદખ્શી) રહમતુલ્લાહિ અલયહિ

સય્યિદિના શયખે (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) ફરમાવ્યું કે :

"અમે ઈમામ અહલે ઈરફાન મુજદ્દિદે અલફેસાની (રહ.)ના ખલીફા અમીર મુહમ્મદ નુઅમાન (બદખ્શી) રહિમહુલ્લાહુની કબરની ઝિયારતના માટે અકબરાબાદ (આગ્રા) ગયા તો તેમના ઈલાકા (વિસ્તાર)ને તેમના અનવારથી મુનવ્વર જોયા."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

[આપનું વિસ્તૃત જીવનચરિત્ર 'મિલ્લતના નિગહબાન' કિતાબમાં પાના નંબર : ૫૪૭ થી ૫૫૪ સુધી આપ્યું છે.]

### [૨] હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા શયખ અબ્દુલ હય (બિન ખ્વાજા ચાકર હિસારી) રહમતુલ્લાહિ અલયહિના ખલીફા શયખ સાલિહ મુહમ્મદ જાન રહિમહુલ્લાહ

સય્યિદિના શયખ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) ફરમાવ્યું કે :

"હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખલીફા શયખ અબ્દુલ હયના ખલીફા શયખ સાલિહ મુહમ્મદ જાન (ના મઝારની ઝિયારત કરી તો) તેઓ જે મકામ પર છે તેનાથી આલા (ઉચ્ચ) મકામના માટે તવજ્જુહ કરવાની મારાથી અરજ કરી તો અલ્લાહ તઆલાના હુકમથી તેઓ એ (મકામ)થી વાસિલ (મુશર્રફ) થઈ ગયા." ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નં. : ૭૯]

## ગ્વાલિયરના મઝારોની ઝિયારત

સય્યિદિના શૈખ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

“તે ઉપરાંત ગ્વાલિયર પણ ગયા. કેટલાયે મશહૂર અને નામવર બુઝુર્ગોના મઝારોની ઝિયારત કરી.”

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

## સરૂન્જ નામના સ્થળે ફજરનો હલકો

આપ આગળ ફરમાવે છે કે :

“(ગ્વાલિયરના મઝારોની ઝિયારત પછી) સરૂન્જ નામના સ્થળે ફજરનો હલકો થયો.

એ દવરાન સુલતાન (ઔરંગઝયબ) તરફથી પણ તેડું (આમંત્રણ) આવ્યું. (એ વખતે તે દખ્ખણના ગવર્નર હતા.) ”

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

## બુરહાનપૂરના મઝારોની ઝિયારત

### [૧] ખ્વાજા મુહમ્મદ હાશિમ (કશમી) બદખ્શી રહિમહુલ્લાહ

[આપનો વિસ્તૃત પરિચય 'મિલ્લતના નિગહબાન' કિતાબમાં પાના નંબર : ૫૫૪ થી ૫૫૮ સુધી આપેલો છે.]

સય્યિદિના શૈખ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) ફરમાવે છે કે :

“જયારે અમે બુરહાનપૂરમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા ખ્વાજા હાશિમ (કશમી) બદખ્શી રહમતુલ્લાહિ અલયહિની કબરની ઝિયારતના માટે રવાના થયા તો તેઓ પોતાના મકામ (મઝાર)માંથી અમારા સ્વાગત અને સત્કારના માટે (બહાર) આવ્યા જેની મને દૂરથી જ

જાણ થઈ ગઈ. તેમને "અજીબ ખુસૂસિયત"ની હાલતમાં જોયા.

તે પછી ત્યાંના બીજા મશહૂર બુઝુર્ગોના મઝારો પર પણ ગયા."

## રસ્તામાં બનેલો એક મહાન ભેદી બનાવ

આપ રહમતુલ્લાહિ અલયહિ આગળ ફરમાવે છે કે :

"રસ્તામાં એક 'સિર્રે અઝીમ' (મહાન ભેદી બનાવ) મુન્કશિફ (પ્રગટ) થયો. મહાન મામલો જોવામાં આવ્યો.

'કઅબએ હસનહ' પોતાના મકામ (મક્કા મુઅઝ્ઝમા)થી મારા સ્વાગત અને સત્કારના માટે આવ્યો ! એનાથી (અલ્લાહ તઆલાના) અલતાફે અઝીમહ (મહાન લુત્ફ અને કરમ) તથા ખાસ ઈનાયતો જાહેર થયા ! અનવારે અજીબહની સાથે બિલા કયફ ઈત્તિસાલ (મિલાપ) પણ થયો."

'લતાઈફે મદીનહ'ના લેખક, આપના મહાન સાહબઝાદહ અને ખલીફા હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' (રહ.) ફરમાવે છે કે :

"આપે (વાલિદ સાહબે) ફજરના હલકામાં મને અને શયખ ફઝલુલ્લાહને સંબોધીને આ કૈફિયતની વાત કરી."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૭૯]

**<u>હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહનો ટૂંકો પરિચય</u>**

- આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુની સાહબઝાદી હઝરત ખદીજા રહમતુલ્લાહિ અલયહાના સાહબઝાદહ હતા.
- એટલે આપ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના નવાસા હતા અને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ તથા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના ભાણેજ હતા.
- ઉપરાંત હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ

પોતાની પાંચમાં નંબરની સાહબઝાદી હઝરત સફિયાબેગમના નિકાહ મુહમ્મદ ફઝલુલ્લાહ સાથે કર્યા હતા એટલે આપના દામાદ પણ હતા.

- મુહમ્મદ ફઝલુલ્લાહ પોતાના મોસાળના બુઝુર્ગો સાથે હજના આ મુબારક સફરમાં જોડાયા હતા.
- હજમાંથી પાછા આવ્યા બાદ ઔરંગઝયબ બાદશાહે આપને ખાસ આગ્રહપૂર્વ સરહિંદ શરીફના કાઝી (ન્યાયાધિશ, જજ) બનાવ્યા હતા. ઝિન્દગીના આખરી દિવસ સુધી આપે એ મહાન હોદ્દાની ફરજો કુશળતાથી અંજામ આપી હતી.
- આપે પોતાના બન્ને મહાન મામાઓ :

  હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને
  હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી ભરપૂર બાતિની ફયઝ હાસિલ કરી ખિલાફતની સઆદત પણ મેળવી હતી.
- આપના મહાન ફરઝંદ હઝરત સફર અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ 'મકામાતે માસૂમી' નામનું પોતાના મહાન નાનાનું વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું હતું તેમાંથી અનેક મહત્ત્વના અંશો અને અવતરણો આ કિતાબમાં લેવામાં આવ્યા છે.

## કેટલાક શખ્સો તરફ તવજ્જુહના બનાવો

### [૧] સય્યિદ મુહમ્મદ બાકિર (લાહોરી) તરફ તવજ્જુહ ફરમાવવી

#### આપનો ટૂંકો પરિચય

- શયખ મુહમ્મદ બાકિર હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત ખ્વાજાએ તેમને ફક્ત ઔરંગઝયબની તાલીમ અને તરબિયતના માટે ખિલાફત આપીને ઔરંગઝયબની પાસે મોકલ્યા હતા.
- આપની વફાત હિજરીસન ૧૧૦૯ માં થઈ હતી.

● એટલે હજના આ સફર વખતે આપ હયાત હતા.

'લતાઈફે મદીનહ'ના લેખક હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ આગળ લખે છે કે :

"કઅબએ મુઅઝઝમાના અજીબ બનાવનું વર્ણન અમને કરવા બાદ આપ (વાલિદ સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) સય્યિદ બાકિર (લાહોરી)ની તરફ મુતવજિજહ (ધ્યાનિત) થયા. તેઓ આપના ખાસ અસહાબમાંથી છે.

તેમને એક દાઈરએ શરીફાએ અઝીમામાં જોયા કે તેઓ 'મુહમ્મદિયુલ મશરબ' છે, જે 'સાહિબે ઝવાલ અયન વલ અસર' પણ છે." ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું : ૭૯]

## [૨] માનનીય ફરઝંદ મુહમ્મદ ફર્રુખના તરફ તવજ્જુહ ફરમાવી

'લતાઈફે મદીનહ'ના લેખક હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ આગળ લખે છે કે :

"સય્યિદ બાકિર તરફ તવજ્જુહ ફરમાવવા બાદ આપ (વાલિદ સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) પોતાના માનનીય ફરઝંદ મુહમ્મદ ફર્રુખની તરફ મુતવજિજહ (ધ્યાનિત) થયા અને તેમને આ દાઈરહ (વર્તુળ)ના મધ્યમાં જોયા."

**નોંધ :**

ફરઝંદ મુહમ્મદ ફર્રુખ હજના આ સફરમાં આવ્યા ન હતા. એમનો વિસ્તૃત પરિચય આગળ ઔલાદના પ્રકરણમાં આવશે. (ઈ.અ.)

## [૩] પોતાના ભાણેજ મુહમ્મદ ફઝલુલ્લાહની તરફ તવજ્જુહ ફરમાવી

(મુહમ્મદ ફર્રુખ પછી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) પોતાના

ભાણેજ મુહમ્મદ ફઝલુલ્લાહના તરફ તવજ્જુહ ફરમાવી તો તેમને કામિલ મુનાસિબતની સાથે આ દાઈરહ (વર્તુળ)ના ઘેરાવામાં જોયા.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

**નોંધ :**

આપના ભાણેજ મુહમ્મદ ફઝલુલ્લાહનો પરિચય આથી પહેલાં આવી ગયો છે.

**[૪] ફરઝંદ બદીઉદ્દીન તરફ તવજ્જુહ ફરમાવી**

"(મુહમ્મદ ફઝલુલ્લાહ બાદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદે) પોતાના ફરઝંદ બદીઉદ્દીનની તરફ તવજ્જુહ ફરમાવી જેઓ આ દિવસોમાં હિન્દુસ્તાન (વતન)માં હતા. તેમને આ મુબારક દાઈરએ બાતિનની નજીક જોયા.

એ જ પ્રમાણે બીજા કેટલાક અસહાબના વિષે ફરમાવ્યું."

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

**સૂરત બંદરગાહથી જહાઝમાં રવાનગી**

ઉપર પ્રમાણે હિન્દુસ્તાનમાં મુબારક મઝારોની ઝિયારત કરતાં કરતાં સૂરત (ગુજરાત)ની બંદરગાહે પહોંચ્યા. ત્યાંથી પોતાના સાથીઓ સાથે અનેક જહાઝોમાં સવાર થઈ, સાગરી સફર કરી, હિજાઝ તરફ રવાના થયા.

**રસ્તામાં મખાબિર નામના બંદરે ઉતરી હઝરત શયખ અલી સાઝલી (રહ.)ના મુબારક મઝાર પર હાજર થયા**

જહાઝમાં સાગરી સફર દરમિયાન રસ્તામાં આપ મખાબિર નામની બંદરગાહ પહોંચ્યા. ત્યાં ઉતરીને શયખ અલી સાઝલી (રહ.)ના મઝાર પર ગયા અને તેમને એક મોટી શખ્સિયત તરીકે જોયા.

**નોંધ :**

- આપનું પૂરું નામ શયખ અલી બિન અબ્દુલ્લાહ સાઝલી (રહ.) છે.
- આપનો જન્મ હિજરીસન ૫૯૧ મુતાબિક ઈસ્વીસન ૧૧૯૦ માં થયો હતો.
- આપનો ઈન્તિકાલ હિજરીસન ૬૬૨ મુતાબિક ઈસ્વીસન ૧૨૫૮ માં થયો હતો.
- સાઝિલિયા સિલસિલો એમનાથી જ નિસબત ધરાવે છે.

**શયખે અજલ મુજદ્દિદીન ફીરોઝાબાદી રહમતુલ્લાહિ અલયહિના મઝાર પર હાજરી**

- તે પછી આપ શયખે અજલ મુજદ્દિદીન ફીરોઝાબાદીના મઝાર પર હાજર થયા.
- આપ મશહૂર અરબી લુગત (શબ્દકોષ) 'કામૂસ'ના લેખક હતા.
- જયારે આપના મઝારની ઝિયારત માટે રવાના થયા તો તેઓ દૂરથી આપને આવકારવા માટે આવ્યા.
- તેમને 'મુહબ્બતે અજીબહ', 'સદાકતનામહ' અને તેના બુલંદ મકામ પર જોયા. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

**નોંધ :**

- શયખ મુજદ્દિદીન ફીરોઝાબાદી રહમતુલ્લાહિ અલયહિનો જન્મ ૭૨૯ માં થયો હતો અને ઈન્તિકાલ હિજરીસન ૮૧૭ માં થયો હતો.
- 'કામૂસુલ મુહીત' આપની મશહૂર અરબી લુગત (શબ્દકોષ) છે અને અનેક વખત છપાઈ ચુકી છે.

**સરહિન્દ શરીફમાં રહેલા પોતાના ત્રણ ફરઝંદો :**

(૧) **સઅદુદ્દીન મુહમ્મદ**

(૨) **લુત્ફુલ્લાહ મુહમ્મદ અને**

## (૩) મુહમ્મદ ફર્રૂખના બાતિન (દિલ)નું ચાલુ પ્રવાસે કશ્ફથી અવલોકન અને નિરીક્ષણ કર્યું

- રસ્તામાં જ આપે પોતાના ફરઝંદ સઅદુદ્દીન મુહમ્મદના બાતિન (દિલ)ને પણ મુનવ્વર જોયું.
- એ જ પ્રમાણે તેમના મોટા ભાઈ લુત્ફુલ્લાહ મુહમ્મદને જોયા હતા. (સઅદુલ્લાહ મુહમ્મદના બાતિનને પણ મુનવ્વર જોયું.)
- એ જ પ્રમાણે પોતાના માનવંત બેટા મુહમ્મદ ફર્રૂખને પણ જોયા.
- મુહમ્મદ ફર્રૂખે તરાવીહમાં કુરઆન શરીફ ખત્મ કર્યો હતો.
- મુહમ્મદ ફર્રૂખને પણ કઅબએ રબ્બાનિય્યહની તરફથી પુષ્કળ ઈનાયતો મળી હોવાની વાત પણ કરી.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

## રોઝએ મુનવ્વરહ પર હાજરી

- તે પછી મદીનએ તય્યિબહની તરફ રવાના થયા.
- રોઝએ મુનવ્વરહ પર હાજરીના દૌરાન નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ.
- એ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે સય્યિદિના ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હુ પણ હતા.
- તાઝીમ (સનમાન) માટે ઊભા થઈ અમને આવકાર આપ્યો.
- તેમને અત્યંત નજીક અને જમાલમાં જોયા.
- કુર્બ (નઝદીકી)ની એ જ મંઝિલોમાં હઝરત ઉસમાન બિન અફ્ફાન (રદિ.) અને હઝરત અલી ઈબ્ને અબી તાલિબ (રદિ.)ને પણ જોયા.
- મદીનહ મુનવ્વરહ અને એનાથી સંલગ્ન પવિત્ર પ્રદેશોને રોઝએ મુકદસહના અનવારથી ઘેરાયેલા, આચ્છાદિત જોયા.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

## હરમ શરીફમાંથી કશ્ફની આંખોથી હિન્દુસ્તાનમાં નિરીક્ષણ કર્યું :

### [૧] હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના રોઝાનું અવલોકન

- આપે બહરે ઝુલમાત (કાળા સમુદ્ર Black Sea) હિન્દની તરફ (કશ્ફની) નઝર દોડાવી.
- હઝરત મુજદ્દિદે અલફેસાનીના રોઝહને જોયો તો ત્યાં અજીબ અનવાર નઝર આવ્યા એવા જ જેવા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુનવ્વરહમાં જોયા હતા.

### [૨] ઔરંગઝૈબને સલતનતની ગાદી પર જોયો

એ જ દૌરાન તહજ્જુદના સમયે (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ) કશ્ફના આલમમાં વાલીએ સલતનત (પાટવી કુંવર) ઔરંગઝૈબને સલતનતની કુરસી (તખ્તે શાહી) પર જોયા. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૦]

### આપની બીમારીની શિફા માટે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની દુઆ

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની અનેક બીમારીઓમાંથી એક બીમારીનો સખત એહસાસ થયો.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પણ હજના આ સફરમાં સાથે જ હતા. તેમણે આ બીમારીથી શિફા માટે દુઆ કરી તો તેની અસરો જાહેર થઈ.

### 'ચવાકીતુલ હરમૈન'માંથી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ વિષે બે મહત્ત્વના બનાવો

- મજકૂર હજ પ્રવાસ વિષે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના

સાહબઝાદહ અને ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ (રહ.)એ પણ 'યવાકીતુલ હરમયન' નામથી કિતાબ લખી હતી.

- મજકૂર કિતાબમાં દરેક બનાવને 'યાકૂત' નામ આપવામાં આવેલું છે.
- મજકૂર કિતાબમાંથી યાકૂત નંબર : ૧૭ અને યાકૂત નંબર : ૫ (પાંચ) વાચકોની જાણ માટે અહીં નકલ કરવામાં આવે છે.

## યાકૂત નંબર : ૧૭

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની દુઆ અને તવજ્જુહથી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની બીમારી દૂર થઈ

મખ્દૂમઝાદએ આલી દર્જા (આપના પુત્ર) હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સલ્લમહુલ્લાહુ તઆલા નકલ ફરમાવે છે કે :

મક્કા મુઅઝઝમામાં રહેવાના દિવસોમાં હઝરત (વાલિદ સાહબ)ના મોટા ભાઈ કુદવતુલ મુહક્કિકીન વ ઝુબ્દતુલ આરિફીન હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ કુદિસ સિર્રુહૂ એક સખ્ત બીમારીમાં સપડાયા હતા. હઝરત (ખ્વાજા મુહમ્મદ માસૂમે) એમની બીમારી દૂર કરવા માટે તવજ્જુહ કરી અને રડી કરગરીને ઈલ્તિજાની સાથે દુઆના માટે દસ્તે મુબારક અલ્લાહ તઆલાની સામે ઉઠાવ્યા.

ફરમાવતા હતા કે :

એ વખતે મેં જોયું કે :

- વિવિધ પ્રકારની મખ્લૂક હઝારો હાથ ઉઠાવીને મારી સાથે શામિલ થઈ અને દુઆમાં મારી ઈત્તિબાઅ કરી.
- તમામ હકાઈકે અસ્માઅ અને સિફાતે ઈલાહી જલ્લ શાનુહૂ અને એના ઉસૂલ અને ઝિલાલ પણ આ મુરાદ હાસિલ થવા માટે મારી સાથે શિર્કત કરી રહ્યા છે.

● અહીં સુધી કે હું ઝાત બહત (અલ્લાહ તઆલા)ની તરફ રુજૂઅ થયો જે પાક અને મુકદસ છે.

● અહીં સુધી કે એની કુબૂલિયતની નિશાનીઓ જાહેર થઈ અને તેઓ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ) બીમારીથી મુકત થઈ ગયા.

## યાકૂત નંબર : ૫

## હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ પોતાના ત્રણ ફરઝંદોને દરેકને ઊનની ચાદર ઈનાયત ફરમાવી

હજના માટે રવાના થયા ત્યારે જહાઝ પર સવાર હોવાના દિવસોમાં આપ (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ) એક દિવસે ફરમાવવા લાગ્યા કે :

(હજના સફરના) આ દિવસોમાં હઝરત કિબ્લતુલ ઔલિયા મુજદ્દિદે અલફેસાની કુદ્દિસનલ્લાહુ સુબ્હાનહૂ પુષ્કળ પ્રમાણમાં સ્વપ્નમાં જાહેર થઈ રહ્યા છે.

ગઈ રાતે જોયું કે :

● હઝરત મુજદ્દિદે અલફેસાની તશરીફ લાવ્યા છે અને આપની સાથે મારા મોટાભાઈ આરિફે સુબ્હાની ખ્વાજા મુહમ્મદ સાદિક પણ છે. હું અને (મારા બીજા મોટા ભાઈ) ઝુબ્દતુલ આરિફીન મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સઈદ પણ હાજર છે.

● આપે (હઝરત મુજદ્દિદે) અમે ત્રણે ભાઈઓને ઊનની બનેલી ત્રણ ચાદરો ઈનાયત ફરમાવી.

● મખ્દૂમી ખ્વાજા મુહમ્મદ સાદિકે એ ચાદરને એવી રીતે લપેટીને પકડી લીધી કે જાણે તેની હિફાઝત કરી રહ્યા છે. અને તેમણે એ ચાદરને પોતાના (શરીર) પર ઓઢી નહિ.

● મખ્દૂમી અને મુકર્રમી ખ્વાજા મુહમ્મદ સઈદે એ ચાદરના એક

હિસ્સાને ફેલાવી દીધો અને બીજા (હિસ્સા)ને પોતાના ખભા ઉપર નાંખી દીધો.

- પરંતુ મેં તે સંપૂર્ણ ચાદર ફેલાવી દીધી અને તેનો થોડો હિસ્સો પોતાના (શરીર) ઉપર ઓઢી લીધો.

**ફારસી અનુવાદકની નોંધ:**

- ચાદરથી અહીં મુરાદ મન્સબે ઈર્શાદ છે અને
- એને ફેલાવવા અને ઓઢવાથી મુરાદ તબ્લીગ અને ઈર્શાદની સઆદતનો હિસ્સો છે.

**હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા અને હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુની ઈનાયતોનો બનાવ**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુની બીમારીનો ઉલ્લેખ કરવા બાદ, 'લતાઈફે મદીનહ' કિતાબમાં આગળ લખ્યું છે કે :

- હઝરત રિસાલતે મઆબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને
- હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા અને
- સય્યિદિના ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુના તરફથી ઈનાયતો જાહેર થઈ. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૧]

**હઝરત ખદીજા (રદિ.)ના મઝારે મુબારક પર હાજરી**

'લતાઈફે મદીનહ' કિતાબમાં લખ્યું છે :

(મક્કા મુઅઝઝમામાં) હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હાના મઝારની ઝિયારતના માટે ગયા તો તેમને શાને અઝીમની સાથે જોયા. પુષ્કળ ઈનાયતોની મહેરબાની કરી.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૧]

## હઝરત શૈખ તાજુદ્દીન સંભલી (રહ.)ના મઝાર પર હાજરી

'લતાઈફે મદીનહ' કિતાબમાં લખ્યું છે :

તે પછી (મક્કા મુઅઝઝમામાં) શયખ તાજુદ્દીન સંભલીના મઝારના ઈરાદાથી નીકળ્યા તો તેમનો ઈસ્તિકબાલ (સત્કાર) કર્યો અને દૂરથી એની જાણ થઈ ગઈ જેનાથી ગાઢ મુહબ્બતનો એહસાસ થયો. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૧]

## હઝરત તાજુદ્દીન સંભલી રહમતુલ્લાહિ અલયહિનો પરિચય

- આપ ભારતના ઉત્તર પ્રદેશના સંભલ નામના ગામના વતની હોવાથી સંભલી કહેવાય છે.
- આપ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના ખલીફા હતા.
- એટલે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના આપ પીરભાઈ હતા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પ્રથમ ગ્રંથમાં પત્ર નંબર : ૨૬૩ આપના નામે લખેલો છે.
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલથી આપને સખત આઘાત લાગ્યો એટલે આપ હિજરત કરીને મક્કા મુઅઝઝમા ચાલ્યા ગયા અને ત્યાં જ સ્થાયી થયા અને ત્યાં જ વફાત પામ્યા અને ત્યાં જ દફન થયા.
- મક્કા મુઅઝઝમામાં આપને બેહદ લોકચાહના મળી. હઝારો લોકોએ આપથી બયઅત થઈ બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- આપનું વિસ્તૃત જીવનચરિત્ર 'નકશબંદી ઔલિયા'ના ત્રીજા ગ્રંથમાં પાના નંબર : ૨૫૫ થી ૨૬૩ સુધી આપેલું છે.
- આપના એક મહાન ખલીફા હઝરત સય્યિદ અબ્દુલ વહહાબ બુખારી રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર સૂરત (ગુજરાત)માં સોદાગરવાડમાં, ચુડગરની મસ્જિદના સહનમાં આવેલો છે.
- તેમનો વિસ્તૃત પરિચય 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૩ માં પાના

નંબર : ૨૬૩ થી ૨૬૬ સુધી આપેલો છે.

**દારાશિકોહના મુકાબલામાં ઔરંગઝૈબની કામિયાબી માટે રોઝએ મુનવ્વરહમાં દુઆ**

'લતાઈફે મદીનહ' કિતાબમાં લખ્યું છે :

(મોગલ બાદશાહ શાહજહાન)ની સલતનતના છેલ્લા દિવસોમાં એના પુત્ર દારાશિકોહની હિન્દુ ધર્મમાં દિલચસ્પીના કારણે સમાજમાં અમારા વતન (હિન્દુસ્તાન)માં બિદઅતો અને ફિતનાઓના કારણે દુષ્ટ લોકો, ઈસ્લામથી ફરી ગયેલા લોકો અને ટીકા–ટીપ્પણીઓ કરનારા લોકો મુસલમાનો અને નેક લોકોનું અપમાન અને તિરસ્કાર કરવા લાગ્યા હતા.

આ બુરાઈને દૂર કરવા માટે હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુનવ્વરહ પર દુઆ કરવામાં આવી. અને દારાશિકોહનો મુકાબલો કરી શકે તેવી સિફતોવાળા સુલતાન ઔરંગઝૈબની કામિયાબીના માટે દુઆ કરવામાં આવી તો આલમે મિષાલમાં ઔરંગઝૈબની કામિયાબી શજરએ તય્યિબહની જેમ જાહેર થઈ. એ રાત ૨૪, જમાદિલ અવ્વલ, હિજરીસન ૧૦૬૮ ની હતી.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૧]

ખરેખર એ જ દિવસે અને એ જ વરસે ઔરંગઝૈબની કામિયાબીની ખબર મળી.

**હઝરત સય્યિદિના અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાના કુબ્બામાં ચાર મહાન બુઝુર્ગોની ઝિયારત**

'લતાઈફે મદીનહ'માં લખ્યું છે :

તે પછી (હઝરત) સય્યિદિના અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાના કુબ્બામાં દાખલ થયા અને ત્યાં :

(૧) સય્યિદિના હસન બિન અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ
(૨) ઈમામ ઝયનુલ આબિદીન રદિયલ્લાહુ તઆલા અન્હુ
(૩) ઈમામ બાકર રદિયલ્લાહુ તઆલા અન્હુ અને
(૪) ઈમામ જઅફર રદિયલ્લાહુ તઆલા અન્હુને

સિતારાઓની જેમ જોયા કે તેઓમાંથી દરેકના અનવાર એક–બીજાથી જુદા અને અલગ હતા.

બધાંને શાને અઝીમ, 'ઈનાયાતે આલી'ની સાથે જોયા.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૧, ૮૨]

**શહીદોની કબરોનું અવલોકન**

'લતાઈફે મદીનહ'માં લખ્યું છે :

તે પછી શહીદોની કબરો તરફ નઝર કરી (અવલોકન કર્યું) તો તેમને જન્નતમાં જોયા.

## ઉપર જણાવેલા ચાર મહાન બુઝુર્ગોનો પરિચય

### [૧] હઝરત સય્યિદિના હસન બિન અલી રદિયલ્લાહુ અન્હુ

- હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ અને હઝરત ફાતિમા ઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હાના આપ મોટા સાહબઝાદહ હતા અને
- હઝરત ઈમામ હુસયન રદિયલ્લાહુ અન્હુના મોટા ભાઈ હતા અને
- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના લાડલા નવાસા હતા.

### [૨] હઝરત ઈમામ ઝયનુલ આબિદીન રદિયલ્લાહુ તઆલા અન્હુ

રિવાયત છે કે :

હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હુના ખિલાફતના ઝમાનામાં ઈરાન દેશ જીતી લેવામાં આવ્યો ત્યારે ઈરાનના બાદશાહ યઝદજર્દની ત્રણ રાજકુમારીઓ કેદ થઈને આવી.

હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુએ એ ત્રણેની કિંમત ચુકવીને ખરીદી લીધી અને ત્રણ યુવાનો સાથે નિકાહ કરાવ્યા.

એ ત્રણે રાજકુમારીઓથી નીચે પ્રમાણે તે ઝમાનાના ત્રણ ખૂબ જ મહાન અને નેક, મુત્તકી બુઝુર્ગો પેદા થયા.

- જે રાજકુમારીના નિકાહ હઝરત ઈમામ હુસયન રદિયલ્લાહુ તઆલા અન્હુ સાથે થયા હતા તેનાથી મહાન ચિશતી બુઝુર્ગ હઝરત ઈમામ ઝયનુલ આબિદીન રદિયલ્લાહુ તઆલા અન્હુ પેદા થયા.
- જે રાજકુમારીના નિકાહ હઝરત અબૂબકર સિદીક રદિયલ્લાહુ અન્હુના સાહબઝાદહ મુહમ્મદ રદિયલ્લાહુ અન્હુ સાથે થયા હતા તેનાથી મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત કાસિમ રદિયલ્લાહુ અન્હુ પેદા થયા.
- જે રાજકુમારીના નિકાહ હઝરત ઉમર ફારૂક (રદિ.)ના સાહબઝાદહ હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ સાથે થયા હતા તેનાથી મહાન મુહદ્દિષ અને ફકીહ હઝરત સાલિમ રદિયલ્લાહુ અન્હુ પેદા થયા.

## [3] હઝરત ઈમામ બાકર રદિયલ્લાહુ તઆલા અન્હુ

- હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના આપ મહાન પૌત્ર હતા અને હઝરત ઈમામ ઝયનુલ આબિદીન રહિમહુલ્લાહુના આપ પુત્ર હતા.
- આપ પણ કરામતવાળા, મહાન ચિશતી બુઝુર્ગ હતા.

અબૂ બસીર નામના એક અંધ શખ્સના ચહેરા પર આપે પોતાનો મુબારક હાથ ફેરવ્યો તો તે શખ્સ તત્કાલ દેખતો થઈ ગયો !

તે પછી આપે તેને પૂછયું :

"હે અબૂ બસીર !

બે વાતોમાંથી કઈ વાત તને પસંદ છે ?

(૧)તું આ પ્રમાણે દેખતો રહે અને આખિરતમાં તારો હિસાબ લેવામાં આવે; અથવા

(૨) અસલ પ્રમાણે તું આંધળો રહે અને આખિરતમાં તને હિસાબ લેવા વગર જન્નત મળે.''

અબૂ બસીરે કહ્યું :

''હિસાબ–કિતાબ વગર મને જન્નત મળે એ મને પસંદ છે ભલે મારે અંધ રહેવું પડે.''

હઝરત ઈમામ બાકિર રહિમહુલ્લાહુએ ફરી પાછો પોતાનો મુબારક હાથ અબૂ બસીરના ચહેરા પર ફેરવ્યો તો તે ફરી પાછો આંધળો થઈ ગયો ! ['નૂરુલ અબસાર' (અહલે બયત) પાનું નંબર : ૧૧૭]

આપના વિસ્તૃત પરિચય માટે વાંચો : 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૩, પાના નંબર : ૧૬૩, ૧૬૪

**[૪] <u>હઝરત ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ તઆલા અન્હુ</u>**

- તસવ્વુફના બે મહાન સિલસિલાઓ : ચિશતી અને નકશબંદીના આપ સંગમ હતા.
- ચિશતી સિલસિલાની નિસબત અને ફૈઝ આપને આપના મહાન વાલિદ સાહબ હઝરત ઈમામ બાકિર (રહ.) તરફથી મળ્યા હતા.
- તેમને એ નેઅમતો તેમના પૂર્વજો તરફથી મળી હતી.
- નકશબંદી સિલસિલાની નિસબત અને ફૈઝ આપને આપના મહાન નાના સાહબ હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબકર રદિયલ્લાહુ તઆલા અન્હુ તરફથી મળ્યા હતા.
- આપનું વિસ્તૃત જીવનચરિત્ર 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૧ માં પાના નં. : ૧૫૯ થી ૧૯૧ (કુલ ૩૨ પાના) આપેલું છે તે વાંચવા વિનંતી.

**<u>ઉમ્મતની માતાઓના મઝારો પર હાજરી</u>**

'લતાઈફે મદીનહ'માં લખ્યું છે :

એ જ પ્રમાણે ઉમ્મહાતુલ મુઅમિનીન (ઉમ્મતની માતાઓ)

રદિયલ્લાહુ તઆલા અન્હુન્નના મઝારો પર ગયા તો તેમને જવાહર (હીરા) અને યવાકીત (રત્નો)થી આભૂષિત જોયા.

['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૮૨]

## હિજાઝે મુકદ્દસથી હિન્દુસ્તાન વાપસી

હિજરીસન ૧૦૬૯ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૮ માં આપ પોતાના સાથીઓ સાથે જહાઝમાં સવાર થઈ, સાગરી સફર કરી, ફરી પાછા હિન્દુસ્તાનમાં ગુજરાતની મશહૂર બંદરગાહ સૂરત તશરીફ લાવ્યા.

## ઔરંગઝયબે શાનદાર સ્વાગતનો હુકમ કર્યો

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના ત્રણ મહાન સાહબઝાદાઓ :

(૧)હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

(૨)હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ

(૩)હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

ત્રણેના પરિવારજનો અને અકીદતમંદ હાજીઓનો આ મુકદસ કાફલો, સૂરતથી સરહિંદ શરીફ સુધી જયાંથી પસાર થાય ત્યાં તેમનું ભવ્ય સ્વાગત કરવાનો ઔરંગઝૈબે હુકમ આપ્યો.

આગ્રા (અકબરાબાદ)માં શાહજહાંએ પોતે આ કાફલાના સ્વાગતમાં ઝિયાફત ગોઠવી.

ખૂદ ઔરંગઝૈબ આલમગીર પોતે પણ શાહજહાંબાદ (દિલ્હી)થી આ મુબારક કાફલાના સ્વાગત માટે અકબરાબાદ (આગ્રા) આવ્યો.

આખરે આ મુકદસ કાફલો સરહિંદ શરીફ પહોંચ્યો.

સૌએ સર્વ પ્રથમ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક રોઝહની ઝિયારત કરી. તે પછી ખાનકાહમાં થોડો સમય રોકાઈને પછી પોતપોતાના ઘરે ગયા.

# 7 ઔરંગઝૈબનું દીની માનસ (મગજ) ઘડવામાં અને તેની કામિયાબીમાં મુજદ્દિદી બુઝુર્ગોનો મહત્ત્વનો ફાળો

## ઔરંગઝૈબ મુજદ્દિદી સિલસિલામાં બયઅત થયો

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ હિન્દુસ્તાનના તખ્ત પર જે પ્રકારના ઈસ્લામી બાદશાહને જોવા ચાહતા હતા તે તમામ સદગુણો ઔરંગઝૈબમાં મોજૂદ હતા.
- ઉપરાંત કુદરતી રીતે ઔરંગઝૈબ પોતે પણ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઈસ્લામી અભિયાનથી પ્રભાવિત હતો.
- એટલે તે હિજરીસન ૧૬૫૯ મુતાબિક ઈસ્વીસન ૧૦૬૮ માં ગાદી પર બેઠો તેના ૨૦ (વીસ) વરસ પહેલાં તે બાકાયદા બયઅત થવા માટે સરહિન્દ શરીફમાં પોતે હાજર થયો અને હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયો.
- તે જ વખતે તેને બાદશાહતની ખૂશખબરી આપવામાં આવી હતી.
- બયઅત થવા બાદ ઔરંગઝૈબે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુને 'દાઈમી (કાયમી) સુહબત' માટે કહ્યું પરંતુ હઝરત ખ્વાજએ કબૂલ ન કર્યું. ['લતાઈફે મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૧૩]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને લખેલા પત્રો

- ઔરંગઝૈબ સાથે મુજદ્દિદી બુઝુર્ગોના સંબંધોને બે વિભાગોમાં વહેંચી શકાય છે :

(૧) બાદશાહ બનવા પહેલાંનો ઝમાનો
(૨) બાદશાહ બનવા બાદનો ઝમાનો

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને કુલ ૯ (નવ) પત્રો લખ્યા હતા એમાંથી :
  - નીચેના પાંચ પત્રો બાદશાહ બનવા પહેલાં લખેલા છે.

  ['મકતૂબાતે સઈદિય્યહ' પત્ર નં. : ૪૫, ૪૬, ૬૫, ૮૨, ૮૪]

**ઔરંગઝૈબના પત્રના જવાબમાં લખેલો પત્ર**

- ઔરંગઝૈબ જયારે શાહઝાદો હતો ત્યારે તેણે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ને એક પત્ર લખ્યો હતો અને તેમાં દેશના બદલાતા જતા હાલાત (સંજોગો)ને દુરુસ્ત કરવાના માટે દુઆની દરખાસ્ત કરી હતી.
- ઔરંગઝૈબના એ પત્રના જવાબમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ તેને જે જવાબ લખ્યો હતો તેમાં તેને :

  'શહઝાદહ દીનદાર' કહ્યો છે.

  અને ખુલાસો કર્યો છે કે :

  'આ ઝમાનામાં ઝુલમો, નવી નવી વાતો અને બિદઅતો દરેક તરફ ખૂબ ફેલાઈ ગયા છે જેનો ખાતમો (નાશ) તમારી ઝાત સાથે સંકલિત છે.'
- ઉપરના પત્રના અંતમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના નવાસા અને પોતાના ભાણેજ ખ્વાજા મુહ્યુદ્દીનના માટે સિફારિશ કરી છે કે તેમને સલતનતના દરબારી (સલાહકાર) બનાવી લેવામાં આવે. ['મકતૂબાતે સઈદિય્યહ' પત્ર નંબર : ૪૫]
- એનાથી સબળ અનુમાન થઈ જાય છે કે ખ્વાજા મુહ્યુદ્દીન ઔરંગઝૈબના ગાદી પર બેસવા પહેલાંથી જ તેની સાથે રહેતા હતા.

**મુરીદ અને મુરીદીનો ભાવાર્થ સમજાવતો પત્ર**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને મુરીદ અને મુરીદીનો ભાવાર્થ તેને લખેલા પોતાના પત્રમાં સમજાવ્યો છે તે એક મુરીદને જ સમજાવી શકાય છે.

એટલે આ પત્રથી પણ ઔરંગઝૈબના મુજદ્દિદી ખાનદાનથી બયઅત થવાનું સમજી શકાય છે.

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને 'શહઝાદહ દીનદાર' લખવા બાદ નીચે જણાવેલા અર્થપૂર્ણ ઈલકાબથી નવાઝયા છે :

ناصرالملة البیضاء، مروج الشریعة الغراومويدالدين القيم،
مشيداحكام الصراط المستقيم.

[નાસિરુલ મિલ્લતિલ બયઝાઅલ, મુરવ્વિજુશ્શરીઅતિલ ગર્રા વ મુવય્યિદુદ્દીનિલ કય્યિમ, મુશય્યદુ અહકામિસ સિરાતિલ મુસ્તકીમ] ['મકતૂબાતે સઈદિય્યહ' મકતૂબ : ૪૬]

**ઈસ્લામી અઝમત ફરીથી મેળવવા ઔરંગઝૈબને પ્રોત્સાહન અને પ્રેરણા આપતો પત્ર**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ ઔરંગઝૈબને તેની શહઝાદગીના ઝમાનામાં લખેલા એક પત્રમાં તેને એ બતાવ્યું છે કે :

"અત્યારના દિવસોમાં ઈસ્લામની ગુરબત છેલ્લી હદે પહોંચી ગઈ છે અને તમારાથી ઉમ્મીદ સંકળાયેલી છે કે ઈસ્લામની વિસરાયેલી અઝમતને તમે ફરીથી મેળવશો."

એ જ પત્રમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ને લખ્યું છે :

"મારો પુત્ર મુહમ્મદ લુત્ફુલ્લાહ આ દિવસોમાં તમારી પાસે છે અને આપનો મહરમ (રહસ્યમંત્રી) છે."

આગળ ઉલ્લેખ આવી ગયો છે તેમ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ ખ્વાજા મુહ્યુદ્દીન તો પહેલાંથી જ ઔરંગઝૈબ સાથે સંકળાયેલા હતા હવે આપના સાહબઝાદહ ખ્વાજા

મુહમ્મદ લુત્ફુલ્લાહ પણ ઔરંગઝૈબની સાથે રહેવા લાગ્યા હતા.

જાહેર છે કે આ મુજદિદી ખાનદાનના સાહબઝાદાઓનો ઔરંગઝૈબની સાથે રહેવાનો મકસદ શરીઅતની તરવીજ (ફરીથી રિવાજ)માં લાવવામાં ઔરંગઝૈબની મદદ કરવાનો હતો.

## ગોલકોન્ડા પર ઔરંગઝૈબે કરેલી ચઢાઈને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ જિહાદ સાથે સરખાવતો પત્ર તેને લખ્યો

- દક્ષિણ હિન્દુસ્તાનના ગોલકોન્ડા રાજયનો હાકિમ કુતુબુલ મુલ્ક કટ્ટર શીઅહ હતો.
- ઈરાનની શીઅહ હુકૂમતોનો તેને સાથ સહકાર હતો.
- પ્રથમ ત્રણ ખુલફાએ રાશિદીન :

  (૧) હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ

  (૨) હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુ

  (૩) હઝરત ઉસમાન ગની રદિયલ્લાહુ તઆલા અન્હુ

  ની મુબારક હસ્તીઓ પર તેના રાજયમાં શીઅહ ઈમામો જુમ્અહના ખુત્બહમાં ગાળગલોચ કરતા હતા, તેમના માટે અપમાનજનક અને શરમજનક શબ્દો વાપરતા હતા અને તેમના તરફ લોકોમાં નફરત અને તિરસ્કાર ફેલાવતા હતા.
- એ વખતે દિલ્હીની કેન્દ્રિય હુકૂમત શાહજહાં બાદશાહના હાથમાં હતી.
- તેણે પોતાના શાહઝાદહ ઔરંગઝૈબ આલમગીરને દક્ષિણના રાજયોનો હાકિમ (ગવર્નર) બનાવ્યો હતો.
- ઔરંગઝૈબે ગોલકોન્ડાના હાકિમ કુતુબુલ મુલકને આ બાબતમાં ઘણી વખત ફરિયાદો કરી અને તેના રાજયમાં થતા આ બુરા કામોને અટકાવવા માટે તાકીદ પણ કરી.
- ઈરાનની શીઅહ હુકૂમતોના ટેકા અને ચઢાવણીના કારણે તેણે આ

તાકીદ તરફ આંખ આડા કાન કર્યા અને એ બુરા કામો અટકાવ્યા નહિ.

- આખરે ઔરંગઝૈબે ગોલકોન્ડા પર ચઢાઈ કરી અને તેને ચારે તરફથી ઘેરી લીધું.
- એ વખતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને તેના આ પગલાંને ભરપૂર સમર્થન અને ટેકો આપતો પત્ર લખ્યો. અને તેના આ પગલાંને જિહાદ સાથે સરખાવ્યું.

[‘મકતૂબાતે સઈદી’ મકતૂબ નંબર : ૮૨]

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પણ એને જિહાદનો જ દરજ્જો આપતા લખ્યું કે :

‘હું આ પ્રકારના જિહાદમાં અમલી હિસ્સો લઈ શકતો નથી (એનો અફસોસ છે) પરંતુ જો ફુકરા વરસોના વરસ સુધી રિયાઝત કરે તો પણ તેઓ જિહાદમાં શરીક થનારાઓની ધૂળને પણ પહોંચી શકતા નથી !’

[‘મકતૂબાતે માસૂમી’ જિલ્દ : ૧, મકતૂબ : ૬૪]

## હજમાં જતાં પહેલાં લખેલો પત્ર

- મકતૂબાતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)માં ૮૪ નંબરનો જે પત્ર છે તે હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ત્રણે સાહબઝાદાઓએ સંયુકત રીતે ઔરંગઝૈબ આલમગીરને લખેલો છે :

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

- હજમાં જતાં પહેલાં ત્રણે ભાઈઓએ મજકૂર પત્ર ઔરંગઝૈબને લખ્યો હતો. હરમૈન શરીફૈન જઈને હિન્દુસ્તાનમાં ઈસ્લામના વર્ચસ્વ માટે અને બિદઅતોને મિટાવવા માટે દુઆ કરવાનો પણ ઉલ્લેખ કરેલો છે.

## હજમાંથી આવ્યા બાદ લખેલો પત્ર

● હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ત્રણે સાહબઝાદાઓ અને એમનો પૂરો કાફલો હજથી ફારિગ થઈને, મક્કા મુઅઝઝમા અને મદીનહ મુવ્વરહની ઝિયારત કરીને હિન્દુસ્તાન પાછા આવ્યા ત્યારે ઔરંગઝૈબ કામિયાબ થઈને હિન્દુસ્તાનના તાજ અને તખ્તનો માલિક બની ચુકયો હતો.

● એ વખતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ ઔરંગઝૈબને મુબારકબાદીનો પત્ર લખ્યો.

આપે તેને લખ્યું કે :

"અલ્લાહ તઆલાનો શુક્ર છે કે :

- હિદાયતો આફતાબ (સૂરજ) ઉદય પામ્યો,
- કુફ્ર અને ગુમરાહીનો ખાતમો થઈ ગયો,
- નાફરમાની અને બિદઅતને જડમાંથી ઉખાડી નાંખવામાં આવી."

આ ઈશારો સાફ રીતે દારાશિકોહની ગિરફતારી અને પછી તેના કતલ તરફ છે. ['મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)' પત્ર : ૩૭]

## ૪ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ

**ઔરંગઝૈબના આગ્રહ ભરેલા આમંત્રણથી સખત બીમારીની હાલતમાં દિલ્હી તશરીફ લઈ ગયા**

● સુલતાન ઔરંગઝૈબ આલમગીર હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમથી મુજદ્દિદી સિલસિલામાં બયઅત થયો હતો.

● તે મુજદ્દિદી ખાનદાનના બુઝુર્ગોનો આશિક અને ફિદાઈ હતો અને તેમની સોહબતનો ખૂબ તલબગાર હતો.

● તે પોતાની બાતિની તરક્કી માટે ભારે મહેનત અને મુજાહદાઓ

કરતો હતો.

- તે ચાહતો હતો કે મુજદિદી બુઝુર્ગો દિલ્હી તશરીફ લાવીને રહે તો તેમની ખિદમતનો મોકો પણ મળે અને તેમની સોહબતથી પોતાની બાતિની તરક્કી જલ્દી થાય.
- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના મુજદિદી ખાનદાનના લોકો હજથી ફારિગ થઈ સરહિંદ શરીફ પાછા તશરીફ લાવ્યા પછી ઔરંગઝેબે બન્ને ભાઈઓને બે અલગ પત્રો લખ્યા.
- બાદશાહે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને વિનમ્રતાપૂર્વક અરજ કરતા લખ્યું કે :

  "મને આપની સોહબત મળે તે માટે આપ પોતે અહીં શાહજહાંબાદ (દિલ્હી) તશરીફ લાવો અથવા પોતાના કોઈ ફરઝંદ કે ભાઈને મોકલો તો મોટી મહેરબાની થશે."
- બાદશાહે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને પોતાના પત્રમાં ખાસ આગ્રહ કર્યો કે આપ પોતે મારી પાસે તશરીફ લાવો તો મહેરબાની થશે.
- એટલે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના મશવરહથી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.) શાહજહાંબાદ તશરીફ લાવ્યા.

### આપનું બાદશાહી સ્વાગત અને સેવા-ચાકરી

બાદશાહે પોતાના સરદારોને આપના સ્વાગત માટે મોકલ્યા. તેઓ આપને ઘણી ઈઝઝત અને માન-સન્માનની સાથે શહેરમાં લાવ્યા અને શાહી મહેમાનની હેસિયતથી રાખ્યા.

### ઔરંગઝેબની ભારે અકીદતનો પુરાવો

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ ત્યાંથી હઝરત

ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુને એક પત્રમાં લખ્યું છે કે :

"વિતેલા ચાર દિવસોથી બાદશાહ ઘણાં એહતિરામથી ભોજન પોતાના હાથથી તૈયાર કરીને મારા માટે મોકલે છે !"

['મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ' પત્ર નંબર : ૯૯, પાનું નંબર : ૨૧૫]

## આપની બીમારી અને શાહી ઈલાજ

- થોડાં દિવસો પછી આપ સખત બીમાર થયા.
- બાદશાહે શાહી હકીમો પાસે ઈલાજ કરાવ્યા.
- હકીમોએ આપના ઈલાજમાં કંઈ કમી ન રાખી.
  કીમતીમાં કીમતી દવાઓ આપવામાં આવી.
- આપની શિફા માટે દુઆઓ પણ કરવામાં આવી અને કરાવવામાં આવી પરંતુ :

**મર્ઝ બઢતા ગયા, જૂં જૂં દવા કી !**

અનુસાર આપની બીમારી વધારે ગંભીર થતી ગઈ.

## દિલ્હીથી સરહિન્દ શરીફ તરફ રવાનગી

- બીમારી ઘણી ગંભીર થઈ ગઈ અને જીવવાની કોઈ ઉમ્મીદ ન રહી તો બાદશાહથી ઈજાઝત લઈ આપ પોતાના વતન સરહિંદ શરીફ જવા માટે રવાના થયા.
- આપના ખાદિમો, મુરીદો અને શાહી નોકર–ચાકરો આપની ખિદમત માટે સાથે રવાના થયા.

## રસ્તામાં આપનો ઈન્તિકાલ

- દિલ્હીથી સફર કરીને આપ આશરે ૩૬ (છત્રીસ) માઈલ (આશરે ૬૦ કિલોમીટર) કાપીને સંભાલકા નામના સ્થળે પહોંચ્યા ત્યારે ૨૭, જમાદિલ આખર, ૧૦૭૦ હિજરીસનના રોજ આપનો

ઈન્તિકાલ થઈ ગયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપના જનાઝહને પાલકીમાં મૂકીને સરહિંદ શરીફ લઈ જવાની વ્યવસ્થા કરવામાં આવી !

**ચાદરમાંથી લાશ ગાયબ થઈ ફરી પાછી આવી ગઈ !**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ચોથા સાહબઝાદહ શયખ સઅદુદીન રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

- હું પાલકીમાં હઝરતના જનાઝહની સાથે હતો.
- બેકરારીની હાલતમાં ઊઠી, ઊઠીને હઝરતની મુબારક લાશને સ્પર્શ કરતો હતો.
- રસ્તામાં સફર દરમિયાન એક રાતે મેં જોયું કે માત્ર ચાદર જ છે ! હઝરતનું મુબારક શરીર તેમાં નથી !
- મને ખૂબ બેચેની અને શર્મ મેહસૂસ થઈ.

મેં હઝરતની તરફ ધ્યાનિત થઈને અર્ઝ કરી કે :

“મને યકીન છે કે આપનું મુબારક શરીર બિહિશ્ત (જન્નત)માં ગયું છે. પરંતુ આ બાબતથી મને નિહાયત નદામત અને શરમિંદગી થશે.”

- તે પછી જયારે મેં ફરી ચાદરમાં જોયું તો તેમાં આપનું શરીર મોજૂદ હતું !

[ ‘હઝરત મુજદિદે અલફેસાની રહિમહુલ્લાહ’ પાનું : ૭૦૨
‘હાલાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદિદિય્યહ’ પાનું : ૨૧૧
‘રવઝતુલ કય્યૂમિય્યહ’ પાનું નંબર : ૨૯૨]

**હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના કુબ્બામાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની કબર માટે દીવાલ ખસી ગઈ !**

- જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો જનાઝહ સરહિન્દ શરીફ પહોંચ્યો તો હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ

રહમતુલ્લાહિ અલયહિએ હુકમ આપ્યો કે એમની કબર હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કુબ્બામાં ખોદવામાં આવે. લોકોએ અરજ કરી કે હવે એમાં બીજી કબરની ગુંજાઈશ નથી.

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ ફરી પાછું એ જ ફરમાવ્યું કે ત્યાં જ કબર ખોદો !
- મજબૂર થઈને લોકોએ પૂર્વ દિશા તરફની જમીનમાં કબર ખોદવા માટે કોદાળી મારી તો કુબ્બા મુબારકની દીવાલ ખસી ગઈ અને કબરની જગા થઈ ગઈ એટલે લોકોએ આસાનીથી ત્યાં કબર ખોદીને તૈયાર કરી ! ['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૧૬૧, ૧૬૨]

## જનાઝહની નમાઝ અને દફન

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુની જનાઝહની નમાઝ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પઢાવી.
- તે પછી આપને હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કુબ્બામાં, આપના મોટા ભાઈ મર્હૂમ મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિની કબરની બાજુમાં પૂર્વ તરફ દફન કરવામાં આવ્યા.
- કબરમાં મૂકયા ત્યારે આંખ ખોલીને આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને જોવા લાગ્યા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ તેમને આંખ બંધ કરી લેવા માટે પોતાની આંખ વડે તેમને ઈશારો કર્યો ત્યારે તેમણે પોતાની આંખ બંધ કરી લીધી.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' પા. : ૨૭૧]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુના રોઝએ મુબારક સાથે સમાનતા

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ શરીફમાં ત્રણ

મુબારક મઝારો છે :

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મઝાર
(૨) હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુનો મઝાર
(૩) હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુનો મઝાર.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના રોઝહ મુબારકમાં પણ ત્રણ મઝારો છે :

(૧) પશ્ચિમ તરફ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુનો મઝાર
(૨) વચમાં આપના મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિનો મઝાર
(૩) પૂર્વ તરફ આપના બીજા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅમાં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આ શરફ પણ હાસિલ થયો કે આપના રોઝહ શરીફ પર ગુંબદ પણ બન્યો.

**ઍંસી વરસ પછી વરસાદના પાણીથી ખૂલી ગયેલી કબરમાં આપની લાશ બિલકુલ તાઝી હતી અને કબરમાંથી નીકળેલી સુગંધથી આખું શહેર મહેકી ગયું**

આશરે ઍંસી વરસ પછી, વરસાદના પાણીથી ધોવાઈને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની કબર ખૂલી ગઈ.

લોકો ત્યાં દોડી ગયા અને જોયું તો :

- આપની મુબારક લાશ જેવી અસલ હતી તેવી જ તાઝી હતી.
- આપનું કફન મેલું પણ થયું ન હતું.
- આપ જાણે ઊંઘમાં હતા.
- આપની દાઢી અને મૂંછ પર ગુસલના પાણીની અસર એ જ પ્રમાણે

મોજૂદ હતી.

- આપની કબરમાંથી એવી ખૂશ્બૂ નીકળી કે આખું શહેર સુગંધિત થઈ ગયું ! ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૬
  'રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૪૭૦, ૪૭૧]

## 9 હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)નો બુલંદ દરજ્જો દર્શાવતા બનાવો

### [૧] લોકોના પેશવા તરીકે તખ્તનશીન

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખાસ ખાદિમ અને ખલીફાએ 'હઝરાતુલ કુદસ' નામથી હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહનું વિસ્તૃત જીવનચરિત્ર લખેલું છે. એમાં આપે લખ્યું છે કે :

- "મેં ખ્વાબમાં જોયું કે એક વિશાળ મેદાન છે જેમાં ઔલિયા, સુલહા (નેક લોકો) અને અન્ય તમામ લોકો જમા થયેલાં છે.
- હઝરત મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ એક તખ્ત ઉપર બેઠા છે અને બીજા તમામ લોકો આપની તરફ ધ્યાનિત છે.
- આપ જ એ તમામના પેશવા અને મુકતદા (સરદાર, નેતા) છે.
- એટલામાં આજિઝ (હું અર્થાત બદરુદીન) આપની ખિદમતમાં સલામના માટે હાજર થયો."

આપે ફરમાવ્યું કે :

"હું તમારો જ ઈન્તિઝાર કરતો હતો."

- તે પછી ચાંદીનો, મીનાકારી કરેલો મોટો ડબ્બો મને આપ્યો અને ફરમાવ્યું કે :

"એમાં સ્વાદિષ્ટ યાકૂતી છે જે ઘણી ઉચ્ચ પ્રકારની છે. એ મને બાદશાહે આપી હતી. હું તને આપું છું. તમે પણ ખાઓ અને લોકોને

પણ આપો ! ”

- તે પછી આપ ઊભા થઈ ગયા અને ઘોડા પર સવાર થઈ ગયા.
- મેં એ ડબ્બો ખોલ્યો તો તેમાંથી બીજો એક ચાંદીનો ડબ્બો નીકળ્યો. તેમાં સ્વાદિષ્ટ યાકૂતી ભરેલી હતી.
- મખ્દૂમઝાદાઓ (આપના સાહબઝાદાઓ)માંથી લુત્ફુલ્લાહ અને મુહમ્મદ ફર્રુખ શાહે એમાંથી એક એક આંગળીથી યાકૂતી લઈને ચાખી અને પછી આપની પાસે ચાલ્યા ગયા.
- તે પછી તમામ લોકોએ આ ફકીર (બદરુદ્દીન)થી એ સ્વાદિષ્ટ યાકૂતીની તમન્ના કરી.
- મેં એ તમામ લોકોને યાકૂતી વહેંચી પરંતુ એ ડબ્બો એ જ પ્રમાણે ભરેલો રહ્યો. એમાંથી યાકૂતી ઓછી ન થઈ.

['હઝરાતુલ કુદસ' પાનું નંબર : ૨૩૮]

### [૨] મગફિરત કરવાનો અને મગફિરતનામા પર દસ્તખત કરવાનો આપનો અધિકાર

'હઝરાતુલ કુદસ'માં છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદ ખ્વાજા મુહમ્મદ ઝાહિદ બયાન કરે છે કે :

હિજરીસન ૧૦૫૦ માં રમઝાન મહિનાના છેલ્લા દસ દિવસોમાં એક દિવસે હું ઈશરાકની નમાઝ બાદ સૂઈ ગયો.

હું શું જોઉં છું કે :

- ખૂબ જ ખૂશનુમા વાતાવરણવાળો એક બાગ છે.
- તેમાં ફૂલોની કયારીઓ છે.
- તેના એક ખૂણામાં એક બુલંદ બાલાખાના (હવેલી) છે જેમાં હઝરત પીર દસ્તગીર અર્થાત ખ્વાજા મુહમ્મદ સઈદ અને એમના ભાઈ

ખ્વાજા મુહમ્મદ માસૂમ બિરાજમાન છે.

- મખ્લૂકના આમાલનામહ આપની સામે મૂકેલા છે.
- એક જમાઅત આપની નજીક ઊભી રહીને આપના હુકમોનો ઈન્તિઝાર કરે છે.
- જયારે મેં ગૌર કર્યો (ઊંડો વિચાર કર્યો) તો એ બાગને આપની મસ્જિદમાં જ જોયો જેમાં એ હઝરાત એતિકાફમાં બેઠા હતા.
- હોઝના કિનારે ઉત્તર દિશામાં એક નૂરાની સીડી (દાદર) જમીનથી આસમાન સુધી તેમની ઈચ્છા પ્રમાણે બનાવવામાં આવી છે.
- જે લોકો ત્યાંના વ્યવસ્થાપકો છે, તેઓ લોકોના નામો કાગળો પર લખીને એ હઝરાતના દસ્તખત કરાવી રહ્યા છે.
- જે કોઈની મગફિરત કરાવવા ચાહે તેનો કાગળ ઉપર લઈ જઈને મુહર કરાવીને લાવે છે. અને તેને ખાસ હઝરાતની જમાઅતમાં દાખલ કરાવે છે.
- જે કોઈને આ હઝરાત મગફિરતના લાયક સમજતા નથી તેમના કાગળો પર દસ્તખત નથી કરતા.
- એટલામાં આ ફકીર (મુહમ્મદ ઝાહિદ) પણ ત્યાં પહોંચી ગયો.
- મેં એ હઝરાતને અરજ કરી કે :

“મને પણ મગફિરતમાં દાખલ ફરમાવો ! ”

એ હઝરાતે અને વ્યવસ્થાપકોએ પણ ફરમાવ્યું કે :

“તમને અને મુહમ્મદ હનીફને અને તમારા ઘરવાળા શયખ ફયઝને બખ્શી દેવામાં આવ્યા.”

આ હકીરે (મુહમ્મદ ઝાહિદે) અરજ કરી કે :

“એ હઝરાતના ફરઝંદોના માટે શું હુકમ થયો છે ? ”

વ્યવસ્થાપકોએ બતાવ્યું કે :

“એમના ફરઝંદોને એમના સંબંધીઓ સહિત બધાંને બખ્શી દેવામાં આવ્યા.”

બીજા અને ત્રીજા દિવસે પણ એ જ ખ્વાબ દેખાયો.

પરંતુ હવે વ્યવસ્થાપકોએ એ પણ કહ્યું કે :

‘તમે એ હઝરાતને અમારા તરફથી અરજ કરો કે, અમે આપની આટલી ખિદમત કરી છે પરંતુ અમને કોઈ તબર્રુક ઈનાયત નથી થયું.’

- જયારે મેં મારા પીર દસ્તગીર (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ)ને આ વાત અરજ કરી તો તેમણે ઈર્શાદ ફરમાવ્યો કે :

“એ લોકોના માટે ફાતિહા જ ફાયદાકારક છે.”

- તે પછી આપે ફાતિહા પઢી.

બીજા દિવસે જયારે હું આપના (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ)ના હલકામાં મુરાકિબ હતો ત્યારે એ જમાઅત હાજર થઈ અને કહ્યું કે :

“અમને અમારો હિસ્સો મળી ગયો.”

[‘હઝરાતુલ કુદસ’ પાના નંબર : ૨૩૮, ૨૩૯]

## ⑩ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની કરામતો

[૧]

### આપની તવજ્જુહથી એક ઓરતને તેની ઈચ્છા પ્રમાણે પુત્ર પેદા થયો

મર્હૂમ વઝીરખાન લાહોરીની બીવીએ આપને એક પત્ર લખીને અરજ કરી કે :

“મારી બાબતમાં તવજ્જુહ ફરમાવો કે અલ્લાહ પાક મને

દીકરો આપે.''

આપે તવજજુહ ફરમાવી અને તેને લખ્યું કે :

''ઈત્મીનાન રાખો કે અલ્લાહ ટૂંકમાં તને દીકરો આપશે.''

જ્યારે તે ઓરતના હમલના દિવસો પૂરા થયા ત્યારે તેને પુત્ર પેદા થયો. ['હઝરાતુલ કુદસ' પાનું નંબર : ૨૩૯]

**[૨]**

## ખાલી પાંદડાંમાંથી પાનનું બીડું નીકળ્યું !

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખાદિમ અને ખલીફા હઝરત મુલ્લા બદરુદીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ 'હઝરાતુલ કુદસ'માં લખ્યું છે કે :

એક દિવસે ખાદિમ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદની પાસે પાનનું બીડું લાવ્યો. એ પાન ધાકના પાંદડામાં લપેટેલું હતું. આપે તેમાંથી પાન લઈને ખાધું અને પાંદડું પાછું પહેલાંની જેમ લપેટીને મને આપ્યું.

મને થયું કે આપે મને પાનનું બીડું આપ્યું છે. મેં પાંદડું ખોલીને જોયું તો તે ખાલી હતું !

હઝરતના નાના ભાઈ ખ્વાજા મુહમ્મદ યહ્યા સલ્લમહૂ હાજર હતા. તેઓ મુસ્કુરાવા લાગ્યા. હું દિલમાં શરમિંદહ થયો.

મારી શરમિંદગી છુપાવવા માટે પાંદડાંને મેં તત્કાળ મારી પાઘડીમાં છુપાવી લીધું કે જેથી મજલિસમાં હાજર બીજા લોકોને એની જાણ ન થાય.

જ્યારે ઘરે આવીને પાઘડી ઉતારીને એ પાંદડું ફેંકી દેવાનો વિચાર કર્યો ત્યારે મેં જોયું કે એમાં તો મસાલાથી ભરપૂર પાનનું બીડું મોજૂદ છે. એ જોઈને મને ઘણી નવાઈ લાગી.

આપની કરામતનું એ પાન મેં ખાધું.

['હઝરાતુલ કુદસ' પાનું નંબર : ૨૩૯]

[૩]

**આપની દુઆથી જીવલેણ બીમારીમાંથી શિફા મળી**

હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી રહિમહુલ્લાહુ ફરમાવે છે :

એક વખતે હું એવો સખત બીમાર થયો કે જીવવાની ઉમ્મીદ ન રહી.

હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના ત્રણ સાહબઝાદાઓ :

(૧)હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

(૨)હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ અને

(૩)હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

મારી બીમારપુર્સી માટે તશરીફ લાવ્યા. મેં મનમાં વિચાર કર્યો કે હું તેમને મારો ખાતિમા બિલ ખૈર થાય તે માટે દુઆ કરવા ગુઝારિશ કરું.

મારા મનમાં આ વિચાર આવતાં જ ખ્વાજા મુહમ્મદ સઈદે મને ફરમાવ્યું કે :

"હદીષ શરીફમાં આવ્યું છે કે જો કોઈ આ દુઆ પોતાની બીમારીમાં પઢે તો અલ્લાહ તઆલા તેને ઈમાનની સાથે ઉઠાવે છે (મોત આપે છે.)"

મેં અરજ કરી કે :

"એના માટે ફાતિહા પણ પઢી આપો."

હઝરત મિયાં મુહમ્મદ માસૂમ સલ્લમલ્લાહુએ ફરમાવ્યું કે :

"અમે આપની સિહત (તંદુરસ્તી)ના માટે ફાતિહા (દુઆ) પઢીએ છીએ."

તે પછી ત્રણે સાહબઝાદાઓએ દુઆ કરી તો અલ્લાહ તઆલાએ ઘણી જલદી શિફા આપી.

મેં ખ્વાજા મુહમ્મદ સઈદથી આવી કરામતો હદ કરતાં વધારે જોઈ છે. ['હઝરાતુલ કુદસ' પાના નંબર : ૨૩૯, ૨૪૦]

**[૪]**

**આપે પોતાના સાહબઝાદહના દિલની વાત કશ્ફથી જાણી લીધી**

હઝરત મુલ્લા બદરુદીન સરહિંદી રહિમહુલ્લાહુએ લખ્યું છે કે :

ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદે અરજુમંદ શયખ લુત્ફુલ્લાહે (મને) બતાવ્યું કે :

એક દિવસે આપ (ખ્વાજા મુહમ્મદ સઈદ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ચાચા હઝરત અમીર હમઝહ રદિયલ્લાહુ તઆલા અન્હુનો બનાવ બયાન ફરમાવી રહ્યા હતા.

જ્યારે આ મકામ પર પહોંચ્યા કે :

"ઝુબયર ઈબ્ને મુત્ઈમના ગુલામ વહશીએ અબૂ સુફિયાન અને તેમની બીવી હિન્દહના ઈશારાથી હઝરત હમઝહ (રદિ.)ને શહીદ કરી દીધા અને હિન્દાએ આપનું જિગર (કલેજું) ચાવ્યું."

ત્યારે મારી ઝબાનથી અબૂ સુફિયાન અને હિન્દહના માટે ટીકા–ટીપ્પણ અને લાનતના શબ્દો નીકળવાની તૈયારીમાં હતા પરંતુ (વાલિદ સાહબે કશ્ફથી મારા મનની વાત જાણી લીધી અને) મને બોલતો અટકાવીને ફરમાવ્યું કે :

"બેટા ! અબૂ સુફિયાન અને એમની બીવી (હિન્દા) પર ટીકા–ટીપ્પણ અને લાનત કરવી નહીં જોઈએ કારણ કે એ બન્ને (આ બનાવ બન્યા) પછી ઈસ્લામ લાવ્યા હતા અને તેમનું ઈમાન

બારગાહે રિસાલત પનાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં કુબૂલની સઆદત (સૌભાગ્ય) હાસિલ કરી ચુકયા છે. અને ફતહે મક્કા પછી તેઓ આ ખિતાબથી સરફરાઝ થયા છે કે :

**'મન દ-ખ-લ દારે અબી સુફિયાન ફ-હુ-વ મઅમૂન'**

[જે શખ્સ અબૂ સુફિયાનના ઘરમાં દાખલ થયો તે મઅમૂન (સુરક્ષિત, શરણાર્થી) છે.]

અને તેઓ હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબીઓમાં શામિલ થયા. ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૪૦]

**[૫]**

**આપની તવજ્જુહથી વઝીરે (સંરક્ષણ પ્રધાને) કામ કરી આપ્યું**

હઝરત મુલ્લા બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ 'હઝરાતુલ કુદસ'માં લખ્યું છે કે :

હું એક કામના માટે લશકરમાં ગયો. સંજોગવશાત એ કામમાં રુકાવટ આવી.

દીવાન (સંરક્ષણ પ્રધાન)એ દસ્તખત નહીં કર્યા અને તેણે મારી સાથે સખ્તાઈ કરી.

હું ખ્વાજા મુહમ્મદ સઈદ સલ્લમલ્લાહુની તરફ ધ્યાનિત થયો. અને આ ગમ અને પરેશાનીની હાલતમાં સૂઈ ગયો.

મેં ખ્વાબમાં જોયું કે :

હું એક ખૂબ જ ઊંચા મહેલમાં છું.

એક હસીન (ખૂબસૂરત) ઔરત મારી છેડતી કરી રહી છે.

છેવટે મારા પર ગાલિબ આવીને દુશમનીથી મારા સીના પર ચઢી ગઈ મારું ગળું દબાવીને મારી નાંખવાની નજીક જ હતી એટલામાં

ખ્વાજા મુહમ્મદ સઈદ નમાઝના માટે મસ્જિદમાં આવતા દેખાયા.

આપના હાથમાં અસા હતો. આપ દબદબા અને પ્રભાવ સાથે હતા. આપના તશરીફ લાવતાં જ પેલી ઓરત ભાગી ગઈ ! અને હું તેની દુષ્ટતાથી મુકિત પામ્યો.

જયારે હું જાગ્યો તો મારા દિલમાં ખ્યાલ આવ્યો કે આ ખ્વાબની તાબીર (ભાવાર્થ) આ છે કે મને પેલા દીવાન (સંરક્ષણ પ્રધાન)ની દુષ્ટતાથી મુકિત આપવામાં આવી.

એટલે જયારે હું ફરી પાછો દીવાન પાસે ગયો તો ઘણો ખૂશ થઈને મને મળ્યો.

તેણે કહ્યું કે :

"ખ્વાજા મુહમ્મદ સઈદ સલ્લમહુલ્લાહુના કારણે હું તારું કામ કરી આપું છું કારણ કે તેઓ તારા અહેવાલ પર ધ્યાન આપે છે."

જાણવા મળ્યું કે ખ્વાજા મુહમ્મદ સઈદે દીવાનને ખ્વાબમાં ફરમાવી દીધું હતું એટલે દીવાને તત્કાલ દસ્તખત (સહી) કરીને હુકમ મારા હવાલે કરી દીધો. ['હઝરાતુલ કુદસ' પાનું : ૨૪૦, ૨૪૧]

**[૬]**

**આંખ ઉપર કપડું ઢાંકીને કયાંય જવા વગર બાગની સૈર કરાવી !**

ચોથા કય્યૂમ સુલતાનુલ ઔલિયા હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબયર સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક વખતે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના એક દવલતમંદ અને નવજવાન મુખ્લિસ (ચાહનારા)એ આપથી એક દિવસે અરજ કરી કે :

"હુઝૂર ! ઈજાઝત હોય તો આપને બાગની સયર કરાવું."

હઝરતે ફરમાવ્યું કે :

"લો ! હું તમને અહીં જ બાગની સયર કરાવી દઉં છું."

આ કહીને આપે તેના ચહેરા પર પોતાની આસ્તીન નાંખી દીધી.

તે પછી ફરમાવ્યું કે :

"ગૌરથી (ધ્યાનથી) જુઓ ! "

જોતાં જ તેણે પોતે પોતાને એક એવા બાગમાં જોયો જે એનાથી પહેલાં તેણે કદી જોયો ન હતો !

તેના પોતાના અનુમાન પ્રમાણે લગભગ અરધો દિવસ એ બાગમાં સયર કરી પરંતુ જયારે હઝરતે તેના ચહેરા પરથી પોતાની આસ્તીન ઉઠાવી લીધી ત્યારે માત્ર એક ઘડી વીતી હતી !

['મૌલાના અબૂલ બયાન લિખિત કિતાબ :
'સીરતે ઈમામે રબ્બાની રહિમહુલ્લાહ' પાનું : ૨૦૭]

[૭]

## આપની બાતિની કુવ્વતનો બનાવ

હઝરત શયખ હસન અહમદ રહિમહુલ્લાહુ ફરમાવે છે કે :

એક વખતે બાદશાહી લશકરમાં એક (ચમત્કારી) ફકીર હતો. તે બેતકલ્લુફ લોકોના ઘરોમાં ઘુસી જતો. છતાં કોઈ શખ્સ તેને આવતા—જતાં જોઈ શકતો ન હતો.

કોઈ વખતે જાહેરી શકલ અને સૂરતમાં પણ કોઈના ઘરમાં ચાલ્યો જતો તો કોઈની એટલી હિંમત ન હતી કે તેને બહાર કાઢે !

લશકરમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો એક મુરીદ પણ હતો. તેના ઘરમાં આ ફકીર ઘુસી ગયો.

પેલા મુરીદે ફકીરને રોકયો તો પેલા ફકીરે તે મુરીદને ઊંચકીને નીચે પછાડી દીધો. અને તેની છાતી પર ચઢી બેઠો.

પેલા મુરીદે મજબૂર થઈને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના તરફ તવજજુહ કરી.

તવજજુહ કરતાં જ એવું માલૂમ થયું કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ તશરીફ લાવ્યા છે. આવતાં જ આપે પેલા ફકીરને ધમકાવીને બહાર કાઢી મૂકયો.

તે પછી એ ફકીર, પેલા મુરીદના ઘરે કદી નહિ આવ્યો.

[મૌલાના અબૂલ બયાન લિખિત કિતાબ :
'સીરતે ઈમામે રબ્બાની રહિમહુલ્લાહ' પાનું : ૨૦૭, ૨૦૮]

[૮]

## આપની તવજજુહથી જીવલેણ બીમારીમાંથી શિફા મળી

એક વખતે એક શખ્સનો છોકરો જીવલેણ બીમારીમાં સપડાવ્યો. તે મરવાના નજીક થઈ ગયો.

છોકરાના બાપે રડતા રડતા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની ખિદમતમાં હાજર થઈ છોકરાની તંદુરસ્તી માટે અરજ કરી.

આપે તે છોકરા તરફ તવજજુહ ફરમાવી.

તે તંદુરસ્ત થઈ ગયો ! ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૫]

[૯]

## આપની ચાદરે એક શખ્સને બદકારી કરતાં રોકયો

એક શખ્સને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની ચાદર તબર્રુક તરીકે આપી હતી.

તે શખ્સનું દિલ એક ઓરત તરફ આકર્ષાયું. તે બન્ને ગુનાહે કબીરામાં સંડોવાની નજીક હતા.

પેલા શખ્સના ખભા પર હઝરતે ઈનાયત ફરમાવેલી ચાદર હતી તે તેના ખભા ઉપરથી સરકી ગઈ અને બન્નેની વચ્ચે દીવાલની જેમ આડરૂપ બની ગઈ ! જેના કારણે બન્ને ગુનાહના કામથી બચી ગયા. ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૫]

## મુરીદને ગૈબથી થાપડ મારીને બુરા કામથી બચાવ્યો

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો એક મુરીદ બદકારી કરવાની તૈયારીમાં હતો. હઝરતે ગયબથી તેને એક જોરદાર થાપડ મારીને એ બુરા કામથી અટકાવ્યો. એ થાપડ એટલી જોરદાર હતી કે કેટલાયે વરસો સુધી તેના ચહેરા પર એની નિશાની રહી ! ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૫]

[૧૦]

## આપના ઝિક્રના હલકાની અજીબ અસર

એક શખ્સ ઘણાં મશાઈખની ખિદમતમાં હાજર થયો પરંતુ ક્યાંયથી પણ તેનો મકસદ હલ ન થયો. એટલે તે શખ્સ મશાઈખનો મુન્કિર (ઈન્કાર કરનારો) થઈ ગયો.

જયારે તે શખ્સ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના હલકામાં બેઠો ત્યારે (તેની તેના પર અજીબ અસર થઈ અને) તે બેતાબ (બેચેન) થઈ ગયો.

તે જે કંઈ ચાહતો હતો તે તેને મળી ગયું.

તે પોતાનો બધો અસબાબ ખુદાની રાહમાં આપીને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના આસ્તાનહ પર

આવીને બેઠો અને બાતિની (રૂહાની) કમાલ (તરક્કી) હાસિલ કરીને આપની ખિલાફતથી મુશર્રફ થયો. ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૫]

## 11 હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ઔલાદ

**આપની ઔલાદની યાદી**

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના આઠ પુત્રો અને પાંચ પુત્રીઓ હતી. તેમના નામો નીચે પ્રમાણે છે. દરેકનો અલગ વિસ્તૃત પરિચય તે પછી ઈન્શા અલ્લાહ લખવામાં આવશે.

**સાહબઝાદાઓના નામો :**

(૧) હઝરત શાહ અબ્દુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત શાહ લુત્ફુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત શાહ મુહમ્મદ ફર્રૂખ રહમતુલ્લાહિ અલયહિ
(૪) હઝરત શયખ સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ
(૫) હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ
(૬) હઝરત શયખ ખલીલુર્રહમાન રહમતુલ્લાહિ અલયહિ
('રવઝતુલ કય્યૂમિય્યહ' કિતાબમાં ખલીલુલ્લાહ લખ્યું છે.)
(૭) હઝરત શયખ મુહમ્મદ યાકૂબ રહમતુલ્લાહિ અલયહિ
(૮) હઝરત શયખ મુહમ્મદ તકી રહમતુલ્લાહિ અલયહિ

**સાહબઝાદીઓના નામો :**

(૧) બીબી ફાતિમા રહમતુલ્લાહિ અલયહા
(૨) બીબી સાલિહા રહમતુલ્લાહિ અલયહા
(૩) બીબી શાકિરા રહમતુલ્લાહિ અલયહા
(૪) બીબી શરફુન્નિસા રહમતુલ્લાહિ અલયહા

(૫)બીબી ફખરુન્નિસા રહમતુલ્લાહિ અલયહા

## બે બીવીઓની ઔલાદ

ઉપર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ૮ (આઠ) સાહબઝાદાઓ અને પાંચ સાહબઝાદીઓનું લિસ્ટ આપ્યું છે તે ૧૩ (તેર) સંતાનો નીચે પ્રમાણે બે બીવીઓથી પેદા થયા હતા.

## પ્રથમ બીવી સાહિબા

- પ્રથમ બીવીનું નામ મુહતરમા માહજાની હતું.
- તે શયખ મુહમ્મદ સિદીક ફારૂકી થાનેસરીની સાહબઝાદી હતા.
- મજકૂર તેર સંતાનોમાંથી નીચે જણાવેલા ૩ (ત્રણ) સાહબઝાદાઓ અને એક સાહબઝાદી મજકૂર પ્રથમ બીવીથી પેદા થયા હતા :

(૧)શાહ અબ્દુલ્લાહ (૨)શાહ લુત્ફુલ્લાહ
(૩)અલ્લામહ મુહમ્મદ ફર્રુખ અને (૪)બીબી ફાતિમા

## બીજી બીવી સાહિબા

- પ્રથમ બીવીના ઈન્તિકાલ બાદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ બીજા નિકાહ કર્યા હતા.
- બીજી બીવીનું નામ મુહતરમા સાહિબા બેગમ હતું જે હઝરત ગવસે આઝમ શયખ અબ્દુલકાદિર જીલાની કુદ્દિસ સિર્રુહૂની ઔલાદ (વંશ)માંથી હતા.
- ઉપર પ્રથમ બીવીના જે ચાર સંતાનો જણાવ્યા છે તે સિવાયના બાકીના તમામ ૯ (નવ) સંતાનો બીજી બીવી સાહિબાથી પેદા થયા હતા.

['લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ) પાનું : ૧૨,
'હદિયએ અહમદિય્યહ' પાનું : ૯
લેખક : અહમદ અબૂલ ખયર રહમતુલ્લાહિ અલયહિ]

# ઔલાદનો પરિચય

## [૧] હઝરત ખ્વાજા શાહ અબ્દુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.
- આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં જ પેદા થયા હતા.
- આપના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી અમતુલ્લાહ બેગમ સાથે થયા હતા.
- જ્યારે આપ અજમેર શરીફમાં હતા ત્યારે આપે બાતિની સુલૂક પોતાના વાલિદ સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને માનવંત ચાચા તથા સસરા સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી હાસિલ કર્યો હતો.

## શાહ અબ્દુલ્લાહની ઔલાદ અને ઔલાદની ઔલાદ

હઝરત ખ્વાજા શાહ અબ્દુલ્લાહને એક સાહબઝાદહ અને બે સાહબઝાદીઓ હતી જેની વિગતો નીચે પ્રમાણે છે :

## હઝરત શયખ અબ્દુલ હક રહમતુલ્લાહિ અલયહિ

- આપ શાહ અબ્દુલ્લાહના સાહબઝાદહ હતા એટલે કે આપ :

  હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના નવાસા હતા.
- આપે બાતિની સુલૂક પોતાના નાના સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહીને હાસિલ કર્યો.
- આપ ઘણાં મુત્તકી અને પરહેઝગાર હતા.
- શેખ અબ્દુલ હકને એક પુત્ર હતો જેનું નામ શેખ અહમદી હતું.

● શેખ અબ્દુલ હકની બે સાહબઝાદીઓ હતી :

(૧) ● એકનું નામ સલાહુન્નિસા હતું.

● તેના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર શયખ અહલુલ્લાહ સાથે થયા હતા.

● શયખ અહલુલ્લાહના વાલિદ શયખ સિબ્ગતુલ્લાહ હતા જેઓ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.

(૨) બીજી સાહબઝાદીનું નામ બીબી મહદી હતું. તેના નિકાહની વિગત જાણવા મળી નથી.

**શૈખ અબ્દુલ હકના સાહબઝાદહ શૈખ અહમદીની ઔલાદ**

● શયખ અહમદીનો એક પુત્ર હતો જેનું નામ સિરાજુદ્દીન હતું.

● ખ્વાજા સિરાજુદ્દીન હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત'ના પૌત્ર શયખ મુહમ્મદ ઝકીના મુરીદ હતા.

● આપ ખૂબ જ સાલિહ (નેક) મર્દ હતા.

● સિરાજુદ્દીનને માત્ર એક પુત્ર હતો.

● શયખ અહમદીની બે પુત્રીઓ હતી જેની વિગતો નીચે પ્રમાણે છે :

(૧) ● એક સાહબઝાદીનું નામ અમતુર્રહમાન હતું. ('રવઝતુલ કય્યૂમિય્યહ'માં એનું નામ સિરાજુન્નિસા લખ્યું છે.)

● તેના નિકાહ હઝરત મુહમ્મદ પારસા મુજદિદી રહમતુલ્લાહિ અલયહિના નવાસા શયખ મુહમ્મદ વજીહ બિન મિરઝા નજીબ સાથે થયા હતા.

(૨) બીજી સાહબઝાદીનું નામ બીબી મલીહા હતું જેના નિકાહની વિગતો જાણવા મળી નથી.

['હદિયએ અહમદિય્યહ' પાનું : ૮ અને ૯
'રવઝતુલ કય્યૂમિય્યહ' (ઉર્દૂ) પાનું : ૪૭૧, ૪૭૨]

## [૨] હઝરત ખ્વાજા શાહ લુત્ફુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના બીજા નંબરના સાહબઝાદહ હતા.
- 'રવઝતુલ કય્યૂમિય્યહ'માં આપનું નામ લતીફુલ્લાહ લખ્યું છે.
- આપ પોતાના ઝમાનાના સાલિહ અને આરિફ હતા.
- આપે બાતિની સુલૂક પોતાના વાલિદ બુઝુર્ગવાર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિથી હાસિલ કર્યો.
- આપના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી આઈશા બેગમ સાથે થયા હતા.
- એટલે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ આપના ચાચા પણ હતા અને સસરા પણ હતા.
- જયારે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુ તથા મુજદ્દિદી ખાનદાનના મોટા ભાગના લોકો હજ માટે તશરીફ લઈ ગયા ત્યારે સરહિંદ શરીફમાં હઝરત ખ્વાજા શાહ લુત્ફુલ્લાહનો ઈન્તિકાલ થઈ ગયો.
- આપની કોઈ ઔલાદ ન હતી.

['રવઝતુલ કય્યૂમિય્યહ' (ઉર્દૂ) પાનું : ૪૭૨]

## [૩] હઝરત અલ્લામહ ફર્રૂખ શાહ રહમતુલ્લાહિ અલયહિ

### જાહેરી અને બાતિની ઈલ્મનો પ્રખર સંગમ

- હઝરત અલ્લામહ ફર્રૂખ શાહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા સાહબઝાદહ હતા.
- આપ હિજરીસન ૧૦૩૮ માં સરહિંદ શરીફમાં પેદા થયા હતા.
- જાહેરી ઈલ્મ આપે પોતાના વાલિદ સાહબ પાસે હાસિલ કરી સનદ મેળવી.

- આપ અતિ ઉચ્ચ કક્ષાના આલિમ, ફાઝિલ હતા.
- આપની યાદશકિત અને ઈલ્મી કાબિલિયત અદભૂત હતી.
- આપને ૧૦૭૦ હદીસો, મુકમ્મલ મતન સાથે મોઢે યાદ હતી.
- અરબી અને ફારસી ભાષામાં આપે અનેક કિતાબો લખી હતી જે પૈકી નીચેની કિતાબો બેમિસાલ હતી :
  - રિસાલહ ફિકહ વ હદીસ
  - રિસાલહ અકાઈદ
  - રિસાલહ હકીકતે મુજદિદિય્યહ... વગેરે.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખિલાફ કિતાબો લખનારા અને ટીકા–ટીપ્પણો કરનારા શુષ્ક, ઈલ્મે બાતિનથી કોરાં આલિમોને જડબાતોડ જવાબ આપવા માટે નક્કર દલીલો સાથે આપે કિતાબ લખી હતી.
- બાતિની સુલૂક પણ આપે પોતાના વાલિદ સાહબથી અને માનવંત ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી મુકમ્મલ કરી ખિલાફત હાસિલ કરી હતી.
- આ રીતે આપ જાહેરી અને બાતિની ઈલ્મના મહાન, અદભૂત સંગમ સમાન હતા.
- હઝારો લોકો આપના જાહેરી અને બાતિની ઈલ્મના સાગર અને નૂરથી ફેઝયાબ થયા હતા.
- આપે હજ અને હરમૈન શરીફૈનની ઝિયારત પણ કરી હતી અને ત્યાંના અનવાર અને બરકતોથી ફૈઝયાબ થયા હતા.

### ઊંઘમાં પણ આપની ઝબાન સતત ઝિકથી હરકત કરતી હતી

'રવઝતુલ કય્યૂમિય્યહ'ના લેખક હઝરત ખ્વાજા મુહમ્મદ એહસાન મુજદિદી, સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

મારા વાલિદ બુઝુર્ગવાર ફરમાવે છે કે :

“એક દિવસે હું જયારે મૌલવી સાહબ (ફર્રખ શાહ)ની ખિદમતમાં હાજર થયો ત્યારે આપ સૂતેલા હતા. પરંતુ આપની ઝબાન હંમેશા પ્રમાણે ઝિક્રે ઈલાહીમાં હાલતી હતી. હું નવાઈ પામ્યો કે આ કયા પ્રકારની ઊંઘ છે !

મેં આપને જગાડવા માટે યુકિતઓ કરી. ખાંસી ખાધી, છીંક ખાધી પરંતુ માલૂમ થયું કે ખરેખર આપ ઊંઘમાં છે.”

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૪૭૨]

- હઝરત મૌલાના ફર્રખ શાહ આલા દરજાના મુત્તકી અને પોતાના વાલિદ અને પૂર્વજોના તરીકા પર સંપૂર્ણ, ચુસ્ત રીતે ચાલતા હતા.
- સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર ચુસ્ત રીતે અમલ કરતા હતા.

## ઈન્તિકાલ અને દફન

- ૪ (ચાર) શવ્વાલ, હિજરીસન ૧૧૧૮ ના રોજ ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક રોઝહમાં મુબારક કુબ્બાથી દક્ષિણ તરફ દફન થયા.
- આપની કબર શરીફ પર કુબ્બો બનાવવામાં આવ્યો.

## આપની ઔલાદ અને ઔલાદની ઔલાદ

ચાર સાહબઝાદાઓ અને ત્રણ સાહબઝાદીઓ મળી આપના કુલ સાત સંતાનો હતા જેમના નામો નીચે પ્રમાણે છે :

### સાહબઝાદાઓ

(૧) શાહ અલી રઝા
(૨) મુહમ્મદ અસદુલ્લાહ
(૩) મુહમ્મદ અરશદ
(૪) મુહમ્મદ ઝિયાઉલ્લાહ

## સાહબઝાદીઓ

(૧) ફાઝિલા બાનૂ (૨) બીબી મુકર્રમતુન્નિસાઅ
(૩) બીબી મુનીફાખાનમ

## બે બીવીઓની ઔલાદ

- મજકૂર ૧૩ (તેર) સંતાનોની બે વાલિદાઓના નામો નીચે પ્રમાણે છે.
- સાહબઝાદહ અલી રઝા અને સાહબઝાદી ફાઝિલાબાનૂની વાલિદા (માતા)નું નામ રુકય્યહ ફારૂકિય્યહ થાનેસરિય્યહ હતું.
- સાહબઝાદહ અસદુલ્લાહની વાલિદહનું નામ જાણવા મળ્યું નથી.
- સાહબઝાદાઓ : મુહમ્મદ અરશદ અને મુહમ્મદ ઝિયાઉલ્લાહ તથા સાહબઝાદીઓ : બીબી મુકર્રમતુન્નિસાઅ અને બીબી મુનીફાખાનમ એ ચારેયની વાલિદહનું નામ હાજી ખાનમ હતું. તે એક મુગલ બુઝુર્ગની સાહબઝાદી હતી.

## સાહબઝાદીઓના નિકાહ

ત્રણે સાહબઝાદીઓના નિકાહ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના ત્રણ પ્રપૌત્રો સાથે થયા હતા. જેની વિગતો નીચે પ્રમાણે છે :

(૧) • બીબી ફાઝિલા બાનૂના નિકાહ શેખ અબ્દુલ હક સાથે થયા હતા.
- શેખ અબ્દુલહક, હઝરત શાહ અબ્દુલ્લાહના સાહબઝાદહ હતા.
- શાહ અબ્દુલ્લાહ, હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના સાહબઝાદા હતા અને અલ્લામહ ફર્રુખ શાહના મોટા ભાઈ હતા.

(૨) • બીબી મુકર્રમતુન્નિસાઅના નિકાહ શૈખ મુહમ્મદ રઝા સાથે થયા હતા.
- મુહમ્મદ રઝા, શયખ ફકીરુલ્લાહના સાહબઝાદહ હતા.
- શયખ ફકીરુલ્લાહ, હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હતા.

- હઝરત મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ, હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ચોથા સાહબઝાદહ હતા.

(૩) • બીબી મુનીફા ખાનમના નિકાહ શયખ ઝિયા અહમદ સાથે થયા હતા.

- ઝિયા અહમદ, મુહમ્મદ રઝાના નાના ભાઈ હતા જેનો પરિચય ઉપર નંબર : ૨ માં આપ્યો છે.

**હઝરત અલ્લામહ ફર્રૂખ શાહ રહિમહુલ્લાહુના સાહબઝાદાઓ**

**ખ્વાજા અલી રઝા**

- આપ હઝરત અલ્લામહ ફર્રૂખ શાહના સૌથી મોટા સાહબઝાદહ હતા.
- એક ફકીરની સોહબતના કારણે આપ ગુમરાહ થઈ ગયા અને દઅવતે સયફી શીખી જેનાથી હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ મનાઈ ફરમાવી હતી.
- આપ મુજદ્દિદી તરીકાના ખિલાફ કામો કરવા લાગ્યા.
- ઉપરાંત નિર્જન ટાપુ પર લાંબો સમય એકાંતવાસમાં રહીને કાફિર સાધુઓ અને યોગીઓની જેમ ઉગ્ર તપ કરીને કેટલીક ચમત્કારિક સિદ્ધીઓ મેળવી.
- તેના કેટલાક કામો અને વાતો તરીકત, શરીઅત અને ઈસ્લામના પણ ખિલાફ હતા એટલે સરહિંદ શરીફના મુજદ્દિદી ખાનદાનવાળાઓ તથા મશાઈખ એનાથી ખિલાફ થઈ ગયા અને એનો સામાજિક બહિષ્કાર કર્યો.
- લાંબા સમય પછી અલ્લાહ તઆલાએ એને નેક હિદાયત આપી અને એને પોતાની ભૂલ સમજાઈ અને પોતાના ગલત અકીદાઓ અને કામો બદલ પસતાવો અને તવબહ કરી.
- હિજરીસન ૧૧૪૧ માં એનો ઈન્તિકાલ થયો.
- ઔલાદમાં એમને છ પુત્રો અને ચાર પુત્રીઓ હતી.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૪૭૩ થી ૪૭૬,
'હદિયએ અહમદિય્યહ' પાનું : ૧૦]

## મુહમ્મદ અસદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ અલ્લામહ ફર્રુખ શાહના બીજા ફરઝંદ હતા.
- માત્ર ૧૭ (સત્તર) વરસની યુવાન વયે ઈન્તિકાલ થયો હતો.
- આપની કોઈ ઔલાદ ન હતી.

## મૌલવી મુહમ્મદ અરશદ રહમતુલ્લાહિ અલયહિ

- આપ અલ્લામહ ફર્રુખ શાહના ત્રીજા ફરઝંદ છે.
- હિજરીસન ૧૦૯૫ માં આપનો જન્મ થયો હતો.
- આપ પણ પોતાના વાલિદની જેમ પ્રખર આલિમ હતા.
- સુલૂકે બાતિની આપે પોતાના વાલિદ બુઝુર્ગવારથી હાસિલ કરીને ખિલાફત મેળવી.
- ૨૮ મી રમઝાનુલ મુબારક, હિજરીસન ૧૧૬૨ ના રોજ ૬૭ (સડસઠ) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો હતો.
- આપના ચાર સાહબઝાદાઓ અને એક સાહબઝાદી હતા. તેમના નામો નીચે પ્રમાણે હતા :

(૧) મુહમ્મદ રાશિદ (૨) મુહમ્મદ મુરશિદ
(૩) મુહમ્મદ ઈરશાદ (૪) મુહમ્મદ રશીદ
(૫) બીબી રશીદા

## શયખ મુહમ્મદ ઝિયાઉલ્લાહ

- આપ અલ્લામહ ફર્રુખ શાહના ચોથો ફરઝંદ છે.
- આપે પોતાના વાલિદ સાહબથી ઝાહેરી અને બાતિની બન્ને ઉલૂમ હાસિલ કર્યા.
- ખાનકાહનો તમામ ઈન્તિઝામ આપના હસ્તક હતો.

● આપના ૧૦ (દસ) ફરઝંદો હતા.

## [૪] હઝરત શયખ સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

● આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના ચોથા ફરઝંદ છે.

● આપના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી આકિલા બેગમ સાથે થયા હતા.

● આપે સુલૂકે બાતિની સૌથી પ્રથમ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી મેળવ્યો.

● તે પછી હઝરત મુરવ્વિજુશ શરીઅત હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ) પાસે મેળવ્યો.

● ત્રીજા કય્યૂમ હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં પણ ફૈઝ મેળવ્યો.

● સલાહિયત અને પરહેઝગારીમાં આપ અજોડ હતા.

● મહાન બુઝુર્ગ, ચોથા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને ખ્વાજા અબૂલ ઉલા ઈબ્ને ખ્વાજા મુહમ્મદ નકશબંદ ઈબ્ને ખ્વાજા મુહમ્મદ માસૂમના આપ નાના હતા.

● હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની વાલિદહનું નામ બીબી શમ્સુન્નિસાઅ બિન્ને હઝરત શયખ સઅદુદ્દીન હતું.

● હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો વિસ્તૃત પરિચય ફયઝાને માસૂમિય્યહમાં પાનું : ૩૮૩ થી ૪૨૩ માં આપ્યો છે.

● આપના એક સાહબઝાદહ અને બે સાહબઝાદીઓ હતી.

● ૯ મી રમઝાનુલ મુબારક, ૧૧૦૫ હિજરીસનના રોજ આપનો ઈન્તિકાલ થયો.

● હઝરત શયખ સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની બીજી સાહબઝાદી સય્યિદતુન્નિસાઅના નિકાહ હઝરત મુહમ્મદ હુસયન ઈબ્ને શયખ

સૈફુદ્દીન ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) સાથે થયા હતા.

### શયખ મુહમ્મદ કુતુબુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના પુત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના નવાસા હતા.
- પ્રથમ આપે પોતાના નાના હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈને ફયઝ હાસિલ કર્યો.
- તે પછી પોતાના મામા, ત્રીજા કય્યૂમ, હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહિમહુલ્લાહુથી બાતિની સુલૂક મુકમ્મલ (પરિપૂર્ણ) કર્યો.
- આપને એક ફરઝંદ હતો. તેનું નામ મુહમ્મદ ગૌસ હતું.
- આપને એક સાહબઝાદી હતી. તેનું નામ ઈસ્મત હતું. તેના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના પૌત્ર મુહમ્મદ મહદી બિન હઝરત મુહમ્મદ સિદ્દીક રહિમહુલ્લાહુ સાથે થયા હતા.

### [૫] હઝરત ખ્વાજા શયખ અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે શાહગુલ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પાંચમાં સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા.
- મારા પહેલા પીર : હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી રહિમહુલ્લાહુ અને

  મારા બીજા પીર : હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી દામત બરકાતુહુમના

  શજરએ મુબારકમાં હઝરત ખ્વાજા શયખ અબ્દુલ અહદ 'વહદત' (રહ.)નું મુબારક નામ હોવાથી આપનું અલગ વિસ્તૃત જીવનચરિત્ર આજ કિતાબના બીજા વિભાગમાં લખવામાં આવશે. (ઈ.અ.)

## [૬] હઝરત શયખ ખલીલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- કેટલીક કિતાબોમાં આપનું નામ ખલીલુર્રહમાન લખ્યું છે.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના છઠ્ઠા સાહબઝાદહ હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૫૫ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- જાહેરી ઈલ્મ આપે પોતાના વાલિદ સાહબથી હાસિલ કરી પ્રખર આલિમ અને ફાઝિલ થયા.
- બાતિની ફયઝ પ્રથમ આપે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી હાસિલ કર્યો અને તેમના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ, ખલીફા અને ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિથી સુલૂકની તકમીલ કરી.
- આપથી હઝારો લોકોએ જાહેરી અને બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપના વિષે ઘણી બશારતો ફરમાવી હતી અને આપને કેટલાક પત્રો પણ લખ્યા હતા જે મકતૂબાતે માસૂમીના ત્રીજા ગ્રંથમાં સંપાદિત થયેલા છે.
- લગભગ ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો હતો.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના રોઝએ મુનવ્વરહમાં કુબ્બાની બરાબર પશ્ચિમ દિશા તરફ દફન કરવામાં આવ્યા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની કબર મુબારક અને આપની કબરની વચ્ચે માત્ર એક દીવાલની આડ છે.
- આપના ત્રણ સાહબઝાદહ અને એક સાહબઝાદી હતી.

## [૭] હઝરત શયખ મુહમ્મદ યાકૂબ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના સાતમાં સાહબઝાદહ છે.

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના મુરીદ હતા.
- બાતિની સુલૂક આપે :

  હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદી (રહ.)થી અને મોટા ભાઈ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' (રહ.)થી મુકમ્મલ ફરમાવ્યો હતો.
- આપ શરીઅત અને તરીકતના ચુસ્ત પાબંદ હતા.
- આપને એક સાહબઝાદહ અને એક સાહબઝાદી હતી.

### [૮] હઝરત શયખ મુહમ્મદ તકી રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના આઠમા પુત્ર છે.
- બાતિની સુલૂક આપે :

  હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહિમહુલ્લાહુથી હાસિલ કર્યો હતો.
- શરીઅત અને તરીકતના ચુસ્ત પાબંદ હતા.
- આપની શારીરિક શકિત એટલી જબરદસ્ત હતી કે કોઈ પહેલવાન આપનો મુકાબલો કરી શકતો ન હતો.
- આપને એક સાહબઝાદહ અને સાત સાહબઝાદી હતી.
- હિજરીસન ૧૧૧૭ માં આપનો ઈન્તિકાલ થયો.

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની સાહબઝાદીઓનો પરિચય

- ખાઝિનુર્રહમહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની પાંચ સાહબઝાદીઓ હતી.
- તેમના શવહરો (પતિઓ) અને સંતાનોની જે વિગતો મળી શકી તે અહીં લખી છે.

### [૧] મુહતરમા બીબી ફાતિમા

- બીબી ફાતિમાના નિકાહ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક

રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર શયખ ઈબ્રાહીમ સાથે થયા હતા.

- ફાતિમા અને મુહમ્મદ ઈબ્રાહીમના ત્રણ પુત્રો (૧) મુહમ્મદ ઈસ્હાક (૨) શમ્સુદ્દીન અને (૩) મુહમ્મદ ઝકરિયા તથા બે પુત્રીઓ (૧) ઝીનતુન્નિસાઅ (૨) ખાનમી ખાતૂન હતા.

**[૨] મુહતરમા બીબી સાલિહા**

- બીબી સાલિહા હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં પેદા થઈ હતી.
- તેના નિકાહ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ભાઈની ઔલાદમાં શરીફ મહમૂદ સાથે થયા હતા.
- બીબી સાલિહાને એક પુત્ર શયખ બદીઉદ્દીન અને એક પુત્રી પેદા થયા હતા.
- આપે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બાતિની ફયઝ હાસિલ કર્યો હતો અને ઘણી બશારતો મેળવી હતી.
- આપ શરીઅત અને તરીકતના ખૂબ પાબંદ હતા.
- શયખ બદીઉદ્દીનના બે પુત્રો અને ત્રણ પુત્રીઓ હતા.

**[૩] મુહતરમા શરફુન્નિસાઅ મરિયમ**

- તે પોતાના ઝમાનાની મરિયમ હતી.
- તેણે સુલૂકે બાતિની હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિથી પરિપૂર્ણ દરજ્જો મેળવ્યો હતો.
- આપના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ, મુરવ્વિજુશ શરીઅહ હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ સાથે થયા હતા.
- આપના પેટે ત્રણ મહાન બુઝુર્ગો પેદા થયા :

(૧) હઝરત મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત મુહમ્મદ હાદી રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત મુહમ્મદ સાલિમ રહમતુલ્લાહિ અલયહિ

- મજકૂર પરિવારના વિસ્તૃત પરિચય માટે વાંચો :
  'ફયઝાને માસૂમય્યિહ' પાનું : ૩૩૩ થી ૩૪૨

**[૪] મુહતરમા બીબી ફખરુન્નિસાઅ**

- એમના વિષે એમના મોટા ભાઈ અલ્લામહ ફર્રુખશાહ ફરમાવતા હતા કે :

  ''જો હું કોઈના ઈમાનની સલામતીની કસમ ખાય શકું છું તો ફખરુન્નિસાના ઈમાનની કસમ ખાય શકું છું.''

- ફખરુન્નિસાના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદા અને મહાન બુઝુર્ગ હઝરત મુહમ્મદ અશરફ સાથે થયા હતા.
- એમના સંતાનો અને પૂરા પરિવારના વિસ્તૃત પરિચય માટે વાંચો :
  'ફયઝાને માસૂમિય્યહ' પાના નંબર : ૩૪૬ થી ૩૭૭

**[૫] મુહતરમા બીબી શાકિરા**

- બીબી શાકિરાના નિકાહ મીર અબ્દુર્રહીમ સાથે થયા હતા.
- એમનાથી બે પુત્રો અને એક પુત્રી પેદા થયા.
- મશહૂર બુઝુર્ગ મીર અહલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ બીબી શાકિરાના સાહબઝાદહ હતા.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું નંબર : ૪૯૩,
'મકામાતે માસૂમી' પાનું નંબર : ૫૪૭,
'હદિયએ અહમદિય્યહ' પાનું નંબર : ૫૧]

# ૧૨ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના જાનશીન અને ખલીફાઓ

## સાહબઝાદાઓને ખિલાફત

- બારમાં પ્રકરણમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ઔલાદનો પરિચય આપ્યો છે તેનાથી જાણવા મળે છે કે :
  - હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ની હયાતીમાં આપના જે સાહબઝાદાઓ પુખ્તવય સુધી પહોંચ્યા હતા તેમણે આપથી બાતિની સુલૂક હાસિલ કરી આપથી ખિલાફત મેળવી હતી.
  - આપના ઈન્તિકાલ વખતે આપના જે સાહબઝાદાઓ નાની વયના હતા તેમણે આપના ઈન્તિકાલ બાદ, હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી અને તેમના સાહબઝાદાઓથી સુલૂક મુકમ્મલ કરી ખિલાફત મેળવી હતી.

## જાનશીન

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિથી આપના જે સાહબઝાદાઓએ ખિલાફત મેળવી હતી, તેમાંથી આપના પાંચમાં નંબરના સાહબઝાદહ, પ્રખર આલિમ, લેખક, શાઈર અને આરિફ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે 'શાહગુલ' રહમતુલ્લાહિ અલયહિને આપે પોતાના જાનશીન બનાવ્યા હતા.
- એમનું વિસ્તૃત જીવનચરિત્ર આ કિતાબમાં હવે પછી બીજા પ્રકરણમાં લખવામાં આવશે. ઈન્શા અલ્લાહ.

## આપના ભાણેજ મુહમ્મદ ફઝલુલ્લાહને ખિલાફત

- આપના ભાણેજ મુહમ્મદ ફઝલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પણ આપથી ખિલાફત મેળવી હતી.

- તેઓ આપની સાથે હજમાં પણ હતા એટલે હજ વિષેના પ્રકરણ : ૭ માં એમના કેટલાક બનાવો અને પરિચય પણ આવી ગયા છે.
- 'મકામાતે માસૂમી'ના લેખક મૌલાના સફર અહમદ એમના સાહબઝાદહ હતા.

## બીજા ખલીફાઓ

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના સાહબઝાદાઓ અને ભાણેજ ઉપરાંત દેશ-વિદેશના બીજા હઝારો તાલિબોએ આપથી બાતિની ફૈઝ હાસિલ કર્યો હતો અને તેમાંથી અનેક લોકોએ સુલૂક મુકમ્મલ કરી આપની ખિલાફતનો શરફ હાસિલ કર્યો હતો.
- નમૂના તરીકે આપના વિદેશના એક ખલીફાનો એક બનાવ અહીં લખું છું.

## [૧] હઝરત હસન બરકી રહિમહુલ્લાહુના સાહબઝાદાનો બનાવ

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ખાસ ખાદિમ અને ખલીફા હઝરત મુલ્લા બદરુદીન સરહિંદી રહિમહુલ્લાહુએ લખ્યું છે કે :

બર્કના રહેવાસી હઝરત હસન રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.

હઝરત હસન બરકી રહમતુલ્લાહિ અલયહિના એક જુવાન સાહબઝાદહ કાબિલ અને હકના સાચા તાલિબ હતા.

એ સાહબઝાદહ પોતાના વાલિદ હઝરત હસન બરકી રહમતુલ્લાહિ અલયહિને જાણ કરવા વગર બર્કથી છુપી રીતે, પોતે ક્યાં જાય છે તે કોઈને જણાવ્યા વગર સરહિંદ શરીફ આવી ગયા.

સરહિંદ શરીફમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈ બયઅત થઈ ગયા.

હઝરત હસન બરકી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની વફાત વખતે પોતાના મજકૂર સાહબઝાદાને યાદ ફરમાવ્યા.

થોડાં સમય પછી હઝરત હસન બરકી રહમતુલ્લાહિ અલયહિએ એમની પાસે હાજર લોકોને ફરમાવ્યું કે :

“મને બશારત આપવામાં આવી છે કે,

મારો એ સાહબઝાદહ અત્યારે સરહિંદ શરીફમાં મારા પીરો મુરશિદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહની ખિદમતમાં રહે છે.

હવે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિએ તેને ઈજાઝત અને ખિલાફત આપીને સરહિંદ શરીફથી બર્ક આવવા માટે રવાના કર્યા છે અને તે રસ્તામાં સફરમાં છે અને થોડાં સમયમાં તે બર્ક પહોંચી જશે.

મારા ઈન્તિકાલ પછી તે મારો કાઈમ મુકામ (જાનશીન) થશે.”

અને ખરેખર એવું જ થયું.

[હઝરત હસન બરકી રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ એ સાહબઝાદહ બર્ક પહોંચ્યા અને પોતાના વાલિદની વસિયત પ્રમાણે આપના જાનશીન થયા.]['હઝરાતુલ કુદસ' દફતર : બીજું, પાનું : ૩૩૪]



# બીજો વિભાગ

## હઝરત શયખ અબ્દુલ અહદ ‘વહદત’ ઉર્ફે ‘શાહગુલ’ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

હો ન દુનિયાકી ગમો શાદીકા
કુછ દિલમેં ખ્યાલ
ખ્વાજએ અબ્દુલ અહદ
અહલે રઝાકે વાસ્તે.

# ❶ જન્મ, નામ, ઉપનામ, તખલ્લુસ, તાલીમ વગેરે

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ હઝરત ખાઝિનુર્રહમહ ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના પાંચમાં સાહબઝાદહ હતા.
- એટલે કે આપ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના પૌત્ર હતા.

**જન્મ**

- આપનો મુબારક જન્મ સરહિંદ શરીફમાં હિજરીસન ૧૦૫૦ કે ૧૦૫૧ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૦ માં થયો હતો.
- એટલે આપના વાલિદ સાહબના ઈન્તિકાલ વખતે આપની ઉંમર માત્ર ૨૦ (વીસ) વરસની હતી.

**નામ, ઉપનામ અને તખલ્લુસ**

- આપનું નામ અબ્દુલ અહદ રાખવામાં આવ્યું.
- આપના પરદાદા એટલે કે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું નામ પણ અબ્દુલ અહદ હતું.
- બાળપણથી આપના આનંદી અને પ્રફુલ્લિત સ્વભાવના કારણે આપના ગાલો ગુલ (ફૂલ)ની જેમ હંમેશા ખિલેલા, આકર્ષક રહેતા હતા એટલે આપના વાલિદ સાહબ આપને બાળપણમાં 'ગુલ' (ફૂલ, પુષ્પ) કહીને પુકારતા હતા. એટલે આ નામ એટલું મશહૂર અને પ્રચલિત થઈ ગયું કે લોકો આપને આપના નામના બદલે 'ગુલ' નામથી જ બોલાવતા હતા બલકે કેટલાકને તો આપનું અસલ નામ ખબર જ ન હતું.
- માનાર્થે આપને 'શાહગુલ' નામથી સંબોધન કરવામાં આવે છે.
- આગળ જતા આપે ઉચ્ચ કક્ષાના શાઈર તરીકે પણ ખૂબ નામના

મેળવી. આપે પોતાનું તખલ્લુસ 'વહદત' રાખ્યું હતું એટલે સાહિત્ય જગતમાં આપને 'વહદત' તરીકે ઓળખવામાં આવે છે.

**બાળપણથી જ આપ બા અદબ હતા**

ફારસી અને ઉર્દૂ ભાષામાં કહેવત છે :

**'બા અદબ બા નસીબ,**
**બે અદબ બદ નસીબ.'**

હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ બાળપણથી જ ખૂબ જ બાઅદબ હતા. આપ ઘરવાળાઓનો, રિશ્તેદારોનો, આલિમોનો, ઉસ્તાદોનો, બુઝુર્ગોનો ખૂબ જ અદબ કરતા હતા. નમૂના તરીકે એક બનાવ અહીં લખું છું.

હઝરત ખ્વાજા અબ્દુલ અહદ (રહ.) હજુ બાળક હતા ત્યારે, એક દિવસે, આપના માનનીય ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ રમઝાન મહિનામાં છેલ્લા અશરાનો એતિકાફ કરવા માટે પોતાના ઘરથી નીકળીને મસ્જિદ તરફ જઈ રહ્યા હતા.

આપને આવતા જોઈને મસ્જિદમાંથી લોકો આપને આવકારવા માટે બહાર દોડી આવ્યા અને રસ્તામાં જ આપથી મુસાફહા અને કદમબોસી કરવા લાગ્યા.

હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ પણ મસ્જિદમાં બેઠા હતા. તેઓ પણ બહાર દોડી આવ્યા.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ આપને ફરમાવ્યું કે :

"તમે આટલી તકલીફ શા માટે લીધી ?
મસ્જિદમાં જ બેસવું હતું. હું પણ ત્યાં જ નમાઝ અને એતિકાફ માટે આવતો હતો. ત્યાં જ મસ્જિદમાં મુલાકાત થઈ જતે."

બાળક, હઝરત ખ્વાજા અબ્દુલ અહદે જવાબ આપ્યો કે :

"હઝરત સલામત ! ઈસ્તિકબાલે કિબ્લહ નમાઝની શર્ત છે."

[જેવી રીતે કિબ્લહનો ઈસ્તિકબાલ (અદબ અને આદર કરવો) શર્ત છે તેવી રીતે બુઝુર્ગોનો અદબ અને આદર કરવો પણ બન્ને જહાનના કલ્યાણ માટે શર્ત છે.]

આપનો જવાબ સાંભળીને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ મુસ્કુરાયા. ['જવાહિરે ઉલૂવિય્યહ' પાનું : ૧૦૭]

## મહાન ઉસ્તાદો પાસે ઉચ્ચ કોટીની તાલીમ મેળવી

- હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)એ પોતાની હયાતીમાં જ સરહિંદ શરીફમાં ઉચ્ચ દીની તાલીમ માટે દારુલ ઉલૂમ શરૂ કર્યો હતો.
- એમાં પ્રખર આલિમ અને આરિફ સાહબઝાદાઓ શિક્ષણ આપવાની ખિદમત બજાવતા હતા.
- ઉપરાંત હઝરતે બીજા પણ ઉચ્ચ કોટીના, પ્રખર આલિમો અને ઉસ્તાદોને શિક્ષણ આપવા માટે રાખ્યા હતા.
- હઝરત અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ પણ મજકૂર મદ્રસહ મુજદ્દિદિય્યહ, સરહિંદ શરીફમાં નીચેના નામવર ઉસ્તાદો પાસે ઉચ્ચ કોટીની જાહેરી તાલીમ અને ઈલ્મ હાસિલ કર્યા.

## ખાઝિનુર્રહમહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહ

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ જાહેરી ઈલ્મમાં પણ એટલા નિપુણ હતા અને આપની શિક્ષણ આપવાની પદ્ધતિ પણ એટલી ઉમદહ હતી કે અસંખ્ય તાલિબે ઈલ્મો ઉપરાંત એક પક્ષી પણ હંમેશા નિયમિત આપના દર્સમાં આવીને બેસતું હતું જેનો ઉલ્લેખ પહેલાં વિભાગમાં આવી ગયો છે.
- આપે પોતાના હોનહાર સાહબઝાદહ અબ્દુલ અહદને પણ ખૂબ જ

કાળજીથી અને હેતપૂર્વક ઉચ્ચ કક્ષાનું શિક્ષણ આપવામાં કોઈ કમી ન કરી.

## અખૂન્દ અબ્દુલ અહદ સજાવલ રહિમહુલ્લાહુ સરહિંદી

- આપ પણ પ્રખર આલિમ અને મદ્રસહ મુજદ્દિદિય્યહના નામવર ઉસ્તાદ હતા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઝમાનાથી આપ અહીં શિક્ષણકાર્ય કરતા હતા.
- આપ ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પણ ઉસ્તાદ અને ખલીફા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ આપને ગુસલ આપવાની સઆદત પણ એમને હાસિલ થઈ હતી.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના હુકમથી શરહે વિકાયહનો આપે ફારસીમાં અનુવાદ કર્યો હતો અને તેને બાદશાહ ઔરંગઝૈબના નામે અર્પણ કર્યો હતો.
- ઔરંગઝૈબ સાથે આપનો સંપર્ક અને સંબંધ પણ હતો.
- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને પણ એમનાથી ઈલ્મ હાસિલ કરવાનો શર્ફ હાસિલ થયો.
- એનો ઉલ્લેખ આપે પોતે 'ગુલશને વહદત'માં એક પત્રમાં વિસ્તૃત કરેલો છે.

## યુવાન વયે પ્રખર આલિમ બની ગયા

- આવા મહાન ઉસ્તાદોનું શિક્ષણ,
- પોતાની ઉચ્ચ કક્ષાની કાબિલિયત અને સલાહિયત,
- પોતાના ઉસ્તાદોનો અદબ અને ખિદમત તથા
- પોતાની સખત મહેનત અને પરિશ્રમના કારણે હઝરત અબ્દુલ

અહદ યુવાન વયે જ પ્રખર આલિમ અને ફાઝિલ બની ગયા.

## ❷ રૂહાની તરક્કી

**પોતાના વાલિદ સાહબથી બાતિની ફયઝ મેળવી ખિલાફત અને જાનશીનીથી સરફરાઝ થયા**

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહુએ જાહેરી ઈલ્મની સાથે જ રૂહાની ઈલ્મ હાસિલ કરવા તરફ પણ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું.
- આપે પોતાના વાલિદ સાહબ ખાઝિનુર્રહમહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ પાસે રૂહાની ફૈઝ મેળવ્યો અને સુલૂક મુકમ્મલ કરી આપની ખિલાફતથી પણ મુશર્રફ થયા.
- પોતાના ઈન્તિકાલ વખતે આપના વાલિદ સાહબે આપને પોતાના જાનશીન પણ બનાવ્યા.
- આપના વાલિદ સાહબના ઈન્તિકાલ વખતે આપને જાનશીન બનાવવામાં આવ્યા ત્યારે આપની ઉંમર માત્ર ૨૦ વરસની હતી.

**હઝરત ઉર્વતુલ વુસકા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની હયાતીમાં ૪૪ (ચુમ્માલીસ) વખત બાતિની તવજ્જુહ આપી ફૈઝયાબ ફરમાવ્યા**

મહાન નકશબંદી, મુજદ્દિદી, સરહિંદી બુઝુર્ગ હઝરત મૌલાના અબ્દુલ્લાહ જાન સાહબે 'ગુલશને વહદત'ના આમુખમાં લખ્યું છે કે :

- આપના વાલિદ માજિદ (ખાઝિનુર્રહમહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ)ના ઈન્તિકાલ બાદ હજુ વધારે કમાલાત અને ખાસ નિસબત હાસિલ કરવા માટે આપના (અબ્દુલ અહદના) ચાચા ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)એ આપને તલબ ફરમાવ્યા.
- એ વખતે આપના (અબ્દુલ અહદના) દિલમાં આ મુંઝવણ હતી કે જો આપ મને તવજ્જુહ આપશે તો સંભવ છે કે જે નિસબત પોતાના

વાલિદ ખાઝિનુર્રહમહથી મળેલી છે તેમાં કંઈ ખલલ તો ન આવે ?

એ વખતે (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ) હુજજતુલ્લાહ મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિએ આપને બતાવ્યું કે :

"આપ હઝરત (વાલિદ સાહબ) આપને એક મહત્ત્વના કામના માટે બોલાવે છે. બેહતર આ છે કે વાસ્તા વગર આપ જઈને મળો."

એટલે (હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની)ની પ્રેરણા પ્રમાણે આપ (હઝરત અબ્દુલ અહદ) (હઝરત ઉર્વતુલ વુસકા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહ.)ની ખિદમતમાં હાજર થયા.

તેમણે (હઝરત ઉર્વતુલ વુસકા રહિમહુલ્લાહુ)એ ફરમાવ્યું કે :

"આપને (આપના વાલિદ) ખાઝિનુર્રહમહથી 'નિસ્બતે મઈય્યતે કામિલ' હાસિલ છે. હું તફસીલ તરીકે આપને તવજજુહાત આપીશ.

આ તવજજુહોથી આપની અગાઉની નિસબતમાં કોઈ નુકસાન પેદા નહિ થશે. બલકે એનાથી આપના અહેવાલમાં ઓર વધારે તરક્કી થશે અને કુવ્વત પેદા થઈ જશે."

- હઝરત ઉર્વતુલ વુસકા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને ૫૦ (પચાસ) તવજજુહો ફરમાવવાનો વાયદો કર્યો જેનું સમર્થન ખુદ હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુના મકતૂબાતના સંગ્રહ 'ગુલશને વહદત'ના મકતૂબ (પત્ર) નંબર : ૫૪ થી પણ થાય છે.
- હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા અને

સુલુકના સોપાનો સર કરવાનું શરૂ કરી દીધું.

**ખુદ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના એક પત્રમાં મજકૂર બાતિની ફયઝાનની વિગતો**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના ત્રીજા સાહબઝાદહ મુરવ્વિજુશ શરીઅત હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને લખ્યું હતું કે :

> "તમારા જવા બાદ હવે શયખ અબ્દુલ અહદ (વહદત) ફકીરની (મારી) પાસે આવીને બેસે છે. તેઓ પોતાના મુઆમલાતમાં ખૂબ જ મશગૂલ છે. રાત–દિવસ (મારી) ખિદમતમાં હાજર રહે છે. ખાનકાહમાં એક હુજરો (ઓરડો) લઈને જિંદગી ગુઝારે છે. અજીબ બેખૂદીની કૈફિયત તેમના પર તારી (છવાયેલી) છે. (તેમણે) ઘણી તરક્કી કરી છે..... એમનો મામલો દરરોજ તરક્કી પર છે."

['મકતૂબાતે માસૂમિય્યહ' જિલ્દ : ૩, મકતૂબ : ૧૧૭]

**મુહમ્મદિયુલ મશરબ**

જયારે હઝરત ખ્વાજા (મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાના ફરઝંદોને 'મુહમ્મદિયુલ મશરબ' હોવાની બશારત આપી ત્યારે હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ પણ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને એના માટે અરજ કરી.

એના જવાબમાં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપને ફરમાવ્યું કે :

> "તમે પણ મારા ફરઝંદોમાં શામિલ છો."

['મકામાતે માસૂમી' પાનું : ૪૧૧]

**<u>હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહિમહુલ્લાહુએ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)થી મેળવેલા બાતિની ફયઝાનનો અહેવાલ ખુદ એમના પોતાના શબ્દોમાં</u>**

હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' (રહ.)એ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)થી મેળવેલા બાતિની ફયઝાનનો અહેવાલ આપના માનવંત ઉસ્તાદ અખૂન્દ મૌલવી અબ્દુલ હક સજાવલ સરહિંદી (રહ.)ની ખિદમતમાં આપે પોતે નીચે પ્રમાણે લખ્યો હતો :

"હઝરત ખ્વાજા (મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)એ મખ્દૂમઝાદહ (આપના ફરઝંદ) મુહમ્મદ નકશબંદ સાની હુજજતુલ્લાહ મારફતે મને બોલાવ્યો.

હાજર થઈને મેં અરજ કરી કે :

"મારા વાલિદ બુઝુર્ગવાર (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુ)એ મને જે બશારતો ઈજમાલી (ટૂંકાણમાં) આપી છે. તેની તફસીલ (વિસ્તરણ)નો ઉમ્મીદવાર છું."

જવાબમાં આપે ફરમાવ્યું કે :

"અગાઉની બશારતોમાં કોઈ નુકસાન નહિ પહોંચશે. બલકે તેમાં 'કુવ્વત અને અસબાબ' પેદા થશે."

૫ (પાંચ) જમાદિલ અવ્વલ, ૧૦૭૬ હિજરીસનના રોજ પહેલી મજલિસ થઈ. જેમાં આપે મને ફરમાવ્યું કે :

"તમારું બાતિન (દિલ) ઘણું ઘણું મુઝય્યન (સુશોભિત, શણગારેલું) માલૂમ થયું છે."

એ જ પ્રમાણે બીજી મજલિસો દરમિયાન આપે મહાન બશારતોથી (મને) નવાઝયો.

કુલ પચાસ મજલિસો થઈ જેમાં મને બશારતો ઈનાયત કરવામાં આવી.

આ મજલિસો બે વરસ (હિજરીસન ૧૦૭૬ અને ૧૦૭૭) સુધી ચાલુ રહી.''

['ગુલશને વહદત' મકતૂબ (પત્ર) નંબર : ૫૪, પાનું : ૬૬ થી ૬૮]

**બાકીની ૬ (છ) તવજ્જુહો હઝરત ઉર્વતુલ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કબર શરીફમાંથી આપી અને કાગળ ઉપર પોતાના દસ્તખત (સહી) પણ કર્યા**

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલના આઘાતજનક બનાવ પછી, હઝરત શયખ અબ્દુલ અહદે રોઝએ મુબારકમાં અરજ કરી કે :

"આપણી વચ્ચે (પચાસ) તવજ્જુહનું નક્કી થયું હતું તેમાંથી ૬ (છ) તવજ્જુહ બાકી છે. ઉમ્મીદ છે કે આપના લુત્ફ અને કરમથી એ (બાકી છ તવજ્જુહ પણ) પૂરી થઈ જાય.''

(ઉર્વતુલ વુસ્કા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ) મઝાર શરીફમાંથી ઈરશાદ ફરમાવ્યો કે :

"(અહીં) મઝાર પર આવીને મુતવજ્જિહ (ધ્યાન કેન્દ્રિત કરીને) બેસતા રહો. અને ખલ્વતમાં (એકલા હોય, અહીં બીજું કોઈ હાજર ન હોય ત્યારે) હાજર થતા રહો ! ''

એટલે ઈરશાદ પ્રમાણે આપ (શયખ અબ્દુલ અહદ) ખલ્વતમાં (મઝારમાં કોઈ હાજર ન હોય ત્યારે) મઝાર પર ચાલ્યા જતા અને (મઝાર શરીફમાંથી બાતિની) ફૈઝ હાસિલ કરતા.

છઠ્ઠા દિવસે, નક્કી થયેલી ૬ (છ) તવજ્જુહો પૂરી થવાના દિવસે, આપ (હઝરત શયખ અબ્દુલ અહદ) શાહીનો ખડિયો અને

કલમ પોતાની સાથે લઈને ગયા.

કહેવાય છે કે, છ તવજ્જુહ પૂરી થવા બાદ હઝરતે (ઉર્વતુલ વુસકા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ) પોતાના હાથે આ લખાણ લખીને આપ્યું અને નીચે પોતાની સહી પણ કરી :

> "અબ્દુલ અહદની સાથે ૫૦ (પચાસ) તવજ્જુહનો જે વાયદો કરવામાં આવ્યો હતો તેમાંથી ૪૪ (ચુમ્માલીસ) મારી હયાતીમાં આપી હતી. ૬ (છ) તવજ્જુહો બાકી હતી તે હયાતી બાદ એમને આપીને વાયદો પૂરો કરી દેવામાં આવ્યો છે."

હઝરત શયખ અબ્દુલ અહદે આ લખાણ પોતાના પિત્રાઈ ભાઈઓ (ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદો)ને બતાવ્યું.

તેઓ પોતાના વાલિદ સાહબના હાથના અક્ષરોને સારી રીતે ઓળખતા હતા. તેમણે બધાં એ તસદીક કરી કે આ લખાણના અક્ષરો અમારા વાલિદ સાહબના જ છે.

(હઝરત ઉર્વતુલ વુસકા રહિમહુલ્લાહુના ફરઝંદ, ખલીફા, જાનશીન અને ત્રીજા કય્યૂમ) હઝરત હુજ્જતુલ્લાહ મુહમ્મદ નકશબંદ સાની રહિમહુલ્લાહુએ મજકૂર લખાણના કાગળની પાછળ લખ્યું કે :

هٰذَا هُوَ الْحَقُّ الْمُبِيْنُ بَلٰى اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ
لَايَمُوْتُوْنَ بَلْ يَنْقَلِبُوْنَ مِنْ دَارٍ اِلٰى دَارٍ.

**"હાઝા હુવલ હક્કુલ મુબીનુ બલા**
**અલા ઈન્ન અવલિયા અલ્લાહિ**
**લા યમૂતૂ-ન બલ યનકલિબૂન**
**મિન દારિન ઈલા દારિન."**

['ગુલશને વહદત' પાનું નંબર : ૫, ૬]

**ભાવાર્થ :**

"હાં, આ (લખાણ) બિલકુલ સાચું છે.
ઔલિયા અલ્લાહ મૃત્યુ પામતા નથી
બલકે આ દુનિયામાંથી પેલી દુનિયા (આખિરત)માં ઈન્તિકાલ (સ્થળાંતર, હિજરત) કરે છે."

**આ દુનિયા અને પેલી દુનિયા વચ્ચે મોત એક પુલ છે**

કોલેરાની વબામાં વફાત પામનારા સંતાનો માટે શોક દર્શાવનારાઓને હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પણ ફરમાવ્યું હતું કે :

**"અલ મવતુ જસરુન યૂસિલુલ હબીબ ઈલા હબીબ"**

[આ દુનિયા અને પેલી દુનિયા (આખિરત)ની વચ્ચે મોત (રૂપી) પુલ છે જે એક દોસ્ત (બંદા)ને બીજા દોસ્ત (અલ્લાહ તઆલા) સાથે મિલન કરાવે છે.]

**હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ વિષે બશારતો**

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના નામે ઘણાં પત્રો પણ લખેલા છે અને તેમાં અનેક બશારતોથી આપને નવાઝવામાં આવ્યા છે. એમાંથી નીચેના પત્રો ખાસ ઉલ્લેખપાત્ર છે :

  'મકતૂબાતે માસૂમિય્યહ' જિલ્દ : ૨, મકતૂબ : ૧૧૦
  'મકતૂબાતે માસૂમિય્યહ' જિલ્દ : ૩, મકતૂબ : ૧૧૭, ૧૨૮, ૧૪૦, ૧૬૮, ૨૦૫, ૨૪૮

- હઝરત વહદતની એક બયાઝ (નોંધપોથી) પણ હતી જેમાં આપે પોતાના માનવંત વાલિદ સાહબ રહિમહુલ્લાહુ હઝરત ખ્વાજા મુહમ્મદ

માસૂમ રહિમહુલ્લાહુ અને હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહિમહુલ્લાહથી આપને મળેલી બશારતો લખેલી છે.

- ઉપર જણાવેલા બુઝુર્ગોએ કેટલીક બશારતો તો પોતાના મુબારક હાથો વડે લખીને પણ આપેલી છે. એની વિગતો આપની કિતાબોના પ્રકરણમાં આવશે.

## આપના ત્રીજા પીર હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિ

- હિજરીસન ૧૦૭૯ માં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થઈ ગયો.
- તે પછી હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ ગયા.
- સગાઈની રીતે હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ પોતાના પિત્રાઈ ભાઈ થતા હોવા છતાં હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ પોતાના પીર તરીકે તેમની ખૂબ તાઝીમ અને ખિદમત કરતા હતા.
  - આપની સવારીની લગામ પકડીને પોતે પગે ચાલતા,
  - કેટલીયે વખત આપનો મુબારક અસા (લાઠી) અને પગરખાં (જૂતા) ઊંચકી લેતા.
- પહેલાં કય્યૂમ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) હતા. બીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) હતા. તેમના પછી :

  ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના ઈન્તિકાલ બાદ 'મનસબે કય્યૂમિય્યત' હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ (રહ.)ના તરફ

મુન્તકિલ (સ્થળાંરીત) થઈ હોવાની સાબિતીમાં હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' (રહ.)એ એક કિતાબ પણ લખી હતી.

- બન્ને વચ્ચે ઘણો ગાઢ સંબંધ હતો.
- હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિને ઘણાં પત્રો પણ લખ્યા હતા જેની વિગતો નીચે પ્રમાણે છે :

**'વસીલતુલ કુબૂલ'** [આપના મકતૂબાત (પત્રો)ના સંગ્રહનું નામ છે.]

જિલ્દ : ૧, મકતૂબ (પત્ર) નંબર : ૧૫, ૨૨, ૩૪

જિલ્દ : ૨, મકતૂબ (પત્ર) નંબર : ૧૪, ૪૨

## <u>બન્ને કય્યૂમોની આપ પર ઈનાયતો</u>

બીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ અને ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ બન્ને પીરોએ આ તરીકાની તમામ બશારતો :

- વિલાયતે સલાસહ (ત્રણ વિલાયતો અર્થાત : વિલાયતે સુગરા, વિલાયતે કુબરા અને વિલાયતે ઉલિયા)
- કમાલાતે નુબુવ્વત,
- હકાઈકે સલાસહ [ત્રણ મહાન મનસબોની હકીકતો અર્થાત : હકીકતે ઈબ્રાહીમી અલયહિસ્સલામ, હકીકતે મૂસવી અલયહિસ્સલામ, હકીકતે મુહંમદી અને અહમદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વગેરે]
- ઉપરાંત સરહિન્દ શરીફની કુતૂબિયતનો મનસબ પણ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિને ઈનાયત ફરમાવ્યો.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું નંબર : ૪૭૯]

[ઉપરના બન્ને કય્યૂમો હઝરાતના વિસ્તૃત જીવનચરિત્રો 'ફયઝાને માસૂમિય્યહ રહમતુલ્લાહિ અલયહિ' ('નકશબંદી ઔલિયા' ગ્રંથ : પાંચ)માં વાંચવા વાચકોને ગુઝારિશ છે.]

# હઝરત અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ માટે એમના બીજા અને ત્રીજા પીરોએ ફરમાવેલી મહાન

# બશારતો

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુની બશારતો

હઝરત શેખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના બીજા પીર, હઝરત ઉર્વતુલ વુસકા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપને અનેક મહાન બશારતો ફરમાવી હતી.

પોતાના એક મકતૂબ (પત્ર)માં હઝરત ઉર્વતુલ વુસકા રહિમહુલ્લાહુએ બીજી કેટલીક બશારતો ફરમાવ્યા પછી લખ્યું છે કે :

**"ફકીર શુમારા અઝ ખાસાન મી શુમરદ**
**વ કુર્બે શુમા બેશ દર બેશ ફહમદ."**

**ભાવાર્થ :**

"ફકીર (હું) તમને મારા ખાસ (મુરીદોમાં) ગણું છું અને તમને મારાથી નઝદીકમાં નઝદીક (અતિ નઝદીક) સમજું છું."

## ત્રીજા પીર હઝરત હુજજતુલ્લાહની બશારતો

આપના ત્રીજા પીર, ત્રીજા કય્યૂમ, હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની એ પણ આપના માટે અનેક બશારતો ફરમાવેલી છે. તે પૈકી કેટલીક બશારતો અહીં માત્ર નમૂના તરીકે લખવામાં આવે છે.

### [૧] ફયઝે ઈલાહી વિષે બશારત

એક વખતે હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું :

"ફૈઝે ઈલાહી મારા પર નાઝિલ થાય છે, તે પછી તમારા પર પહોંચે છે, તે પછી તમામ મખ્લૂકાત પર."

**[૨] તમામ કાઈનાતનો કિયામ**

હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત વહદત રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું કે :

એક દિવસે મારા પર ઈલહામ થયો :

سَنَشُدُّ عَضُدَکَ بِاَخِیْکَ (سورۃ القصص:۳۵)

[અમે હમણાં જ આપના ભાઈ વડે આપના બાજુને મજબૂત કરી દઈએ છીએ.]

હઝરત શેખ (અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ)એ અરજ કરી કે :

"હું એવું જોઉં છું કે :

તમામ કાઈનાતનો કિયામ મારા પર છે, અને મારો કિયામ (આપ) હઝરતની ઝાત પર છે;

જેમ કે આ મુઆમલો હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ઉર્વતુલ વુસકા રહિમહુલ્લાહુની વચ્ચે હતો."

હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"હું પણ એવું જ જોઉં છું."

**[૩] તીનતે અસલાત અને મહબૂબિયતથી મુશર્રફ**

એક દિવસ હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ (હઝરત અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને) ફરમાવ્યું કે :

"તારા મુઆમલામાં મને ઈલહામ થયો કે :

- જેવી રીતે એના ચાચા (હઝરત ઉર્વતુલ વુસકા)ને 'તીનતે અસાલત'

અને 'મહબૂબિયત'થી મુશર્રફ કર્યા હતા, તે જ રીતે એને (અબ્દુલ અહદને) પણ મુશર્રફ કર્યા. અને

• જે એનો (અબ્દુલ અહદનો) મકબૂલ છે, તે મારો પણ મકબૂલ છે અને જે એનો મરદૂદ છે તે મારો પણ મરદૂદ છે.''

### [૪] કય્યૂમિય્યતમાં પણ શરીક

એક દિવસ (હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને) ફરમાવ્યું :

હું તમને :

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ,
હઝરત ઉર્વતુલ વુસકા રહમતુલ્લાહિ અલયહિ અને
હઝરત ખાઝિનુર્રહમહ રહમતુલ્લાહિ અલયહિ

(એ ત્રણેના) તમામ કમાલાતમાં શરીક અને લહીમ જોઉં છું. અને જે કંઈ મને અલ્લાહ તઆલાએ અરઝાની (વિશેષતા) (આપી છે.) તેમાં પણ (તમે) શરીક છો. અને હઝરત ઉર્વતુલ વુસકા રહમતુલ્લાહિ અલયહિએ (તમને) ફરમાવ્યું હતું કે :

''તમે કય્યૂમિય્યતના મુઆમલામાં શરીક છો.''

તે પણ જાહેર છે.

### [૫] હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પેશાની (કપાળ)ને ચુંબન કર્યું

એક દિવસ (હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને) ફરમાવ્યું :

''મેં જોયું કે જનાબ સરવરે કાઈનાત અલયહિ અફઝલુલ તહિય્યહ વસ્સલાત તશરીફ લાવ્યા.

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ પણ અસલાફે કિરામ (માનવંતા સાહબઝાદાઓ)ની સાથે હાજર છે.

હઝરત સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે હઝરત રહમતુલ્લાહિ અલયહિની પેશાની પર બોસો આપ્યો (ચુંબન કર્યું). તે પછી તમારી (શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિની) પેશાની ચુમી.''

**[૬] <u>આપની તવાઝુઅ અને ઉમદહ અખલાક</u>**

એક દિવસ (હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ) (હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને) ફરમાવ્યું :

''જે તવાઝુઅ (ઉમદહ અખલાક, વિનમ્રતા, વિનય, વિવેક)થી તું મારી સાથે પેશ આવે છે તેનો મને ખ્યાલ હતો.

એક દિવસે (અલ્લાહ તઆલા તરફથી મને) ઈલહામ થયો એ તારી તવાઝુઅ નથી કરતો બલકે મારી તવાઝુઅ કરે છે.''

تَوَاضَعَ اللّٰهُ رَفَعَ اللّٰهُ

**'તવાઝ-અલ્લાહુ ર-ફ-અલ્લાહ'**

**<u>ભાવાર્થ</u> :**

અલ્લાહ તઆલાની સાથે તવાઝુઅ કરનારને અલ્લાહ તઆલા ઉચ્ચ દરજ્જા પર પહોંચાડે છે.

**[૭] <u>એમના માટે અલ્લાહ તઆલાએ તૈયાર કરેલી મોટી ચીઝો</u>**

એક દિવસ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું :

''એક દિવસે (ગેબથી) અવાજ આવ્યો કે :

અબ્દુલ અહદ પર અમારી કમાલે ઈનાયત છે. અને અમે (અલ્લાહ તઆલાએ) તેના માટે મોટી મોટી ચીઝો તૈયાર કરી છે (જે તેને) ક્રમવાર પહોંચાડીશું.''

## [૮] આપ અલ્લાહ તઆલાના મહબૂબ હોવાની બશારત

એક દિવસ હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું :

''એક દિવસ મને ઈલહામ થયો કે અબ્દુલ અહદ મારો મહબૂબ છે અને હું તેના પર આશિક છું.''

## [૯] આપની ઈમામત કબૂલ છે

એક દિવસ હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શેખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું :

''એક દિવસ તમે ઈમામત કરતા હતા. હું તમારા પાછળ આવીને નમાઝ પઢવા લાગ્યો.''

ગયબથી (મને) ઈલહામ થયો કે :

''અબ્દુલ અહદનું માથું મારા કદમ પર છે અને એની ઈમામત કબૂલ છે.''

## [૧૦] કય્યૂમિય્યતમાં શરીક હોવાની બશારત

હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ એક દિવસ હઝરત શેખ અબ્દુલ અહદને ફરમાવ્યું કે :

''એક દિવસે (અલ્લાહ તઆલા તરફથી) મને ઈલહામ થયો કે :

''અબ્દુલ અહદ તારી કય્યૂમિય્યતનો શરીક છે અને તારો વઝીરે આઝમ છે.''

[ઉપર લખેલી તમામ બશારતો,

હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હસન સાહબ નકશબંદી, મુજદ્દિદીની લખેલી કિતાબ : 'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ રહમતુલ્લાહિ અલયહિ'ના પાના નંબર : ૨૭૭ અને ૨૭૮ માંથી નકલ કરી છે.]

## ❸ હજની ત્રણ સફરો

### હજની પહેલી સફર

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ હજની પહેલી સફર હિજરીસન ૧૦૬૭-૧૦૬૮ માં પોતાના માનવંત વાલિદ સાહબ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ અને માનવંત ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ તેમજ પૂરા મુજદ્દિદી ખાનદાનની સાથે કરી હતી.
- પ્રથમ હજ વખતે આપની ઉંમર માત્ર સત્તર કે અઢાર વરસની હતી.
- એ જ હજ દરમિયાન આપે ઉચ્ચ કક્ષાની ફારસી ભાષામાં પોતાના વાલિદ સાહબનું જીવનચરિત્ર 'લતાઈફુલ મદીનહ'ના નામથી લખ્યું હતું.
- અત્યારે આપના હાથમાં જે કિતાબ છે તેમાં પહેલાં વિભાગના ત્રીજા પ્રકરણમાં મજકૂર પહેલી હજની સફરનું વિસ્તૃત વર્ણન આવી ગયું છે.
- 'ફયઝાને માસૂમિય્યહ' (નકશબંદી ઔલિયાના પાંચમાં ગ્રંથ)માં, હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સજ્જાદાનશીનના ચોત્રીસમાં અને પાંત્રીસમાં વરસના હાલાતમાં પણ આ પ્રથમ હજનું વિસ્તૃત વર્ણન કરેલું છે.
- એ હજ દરમિયાન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ મુરવ્વિજુશ શરીઅત હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પણ 'યવાકીતુલ

હરમયન' નામની કિતાબ લખી હતી.

- એ કિતાબનો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ પણ 'ફયઝાને માસૂમિય્યહ રહમતુલ્લાહિ અલયહિ' કિતાબમાં પાના નંબર : ૧૮૪ થી ૨૬૦ સુધી આપેલો છે જેમાં એ હજના પ્રવાસ વખતે બનેલા અદભૂત ઈમાનવર્ધક બનાવોનું વર્ણન કરેલું છે.

## હજની બીજી સફર

### સફરના સાથીઓ

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહિમહુલ્લાહુએ હજની બીજી સફર હિજરીસન ૧૦૮૯ મુતાબિક ઈસ્વીસન ૧૬૭૮ માં કરી હતી.
- આપે આ બીજી સફર આપના પિત્રાઈ ભાઈ અને આપના ત્રીજા પીરો મુરશિદ હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની સાથે કરી હતી. એમની પણ આ બીજી હજ હતી.
- મજકૂર સફરમાં નીચેના હઝરાત પણ આપની સાથે હતા :

(૧) હઝરત શયખ ખલીલુલ્લાહ બિન હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

એ પણ હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ (રહ.)ના મુરીદ હતા. (આપ હઝરત 'વહદત'ના નાના ભાઈ હતા. આપનો પરિચય પહેલાં વિભાગના બારમાં પ્રકરણમાં આવી ગયો છે.)

(૨)
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત શયખ મુહમ્મદ પારસા બિન હઝરત મુરવ્વિજુશ શરીઅત મુહમ્મદ ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ હતા.
- તેઓ પણ પોતાના ચાચા હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા.

### સફરનો માર્ગ

- એ વખતે ઔરંગઝૈબ આલમગીર દક્કનના મોરચાઓ સર કરવામાં મશગૂલ હતો.
- ઔરંગઝૈબે હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિને આગ્રહ કર્યો કે પ્રથમ મારી પાસે અહીં દક્કન આવો અને પછી એ જ માર્ગે આપ હજ માટે જાઓ.
- ઔરંગઝૈબના આગ્રહને માન આપીને આપ તથા આપના બધાં સાથીઓ પ્રથમ દક્કન ગયા.
- ઔરંગઝૈબે પોતાને સુલૂકની તાલીમ આપવા માટે એ બધાંને પોતાની પાસે લાંબો સમય રોકી રાખ્યા.

## ઔરંગઝૈબના સવાલનો હઝરત હુજજતુલ્લાહે આપેલો સચોટ જવાબ

એક દિવસે બાદશાહ ઔરંગઝૈબ આલમગીરે હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહિમહુલ્લાહુને પૂછયું કે :

"આ હઝાર વરસના મુજદ્દિદના સિલસિલામાં ઘણો મતભેદ છે.

- ઘણાં લોકો મને મુજદ્દિદ કહે છે.
- પરંતુ આપના મહાન દાદા (હઝરત શયખ અહમદ સરહિંદી રહિમહુલ્લાહુનો પણ એ જ લકબ (મુજદ્દિદે અલફેસાની) છે.
- એટલા માટે આ બાબતમાં આપની શી રાઈ છે ? "

હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિએ તત્કાલ બેધડક જવાબ આપ્યો કે :

"મારા દાદા બુઝુર્ગવાર (હઝરત શયખ અહમદ) રહમતુલ્લાહિ અલયહિને હઝરત રબ્બુલ અરબાબના તરફથી આ લકબ (મુજદ્દિદે અલફેસાની) ઈલ્હામના ઝરીઆથી મળ્યો હતો.

આપને (ઔરંગઝૈબને) પણ આ પ્રકારનો ઈલ્હામ થયો હોય

તો (તમે) પણ પોતાને મુજદ્દિદ કહો એમાં શું વાંધો છે ? ''

આ જવાબથી બાદશાહ ઝંખવાઈ ગયો અને તેના ચહેરાથી ભારે પશેમાની (પછતાવો, શરમિંદગી) જાહેર થઈ અને તેણે શરમથી માથું ઝુકાવી દીધું.['મકામાતે માસૂમી' (ઉર્દૂ) જિલ્દ : ૨, પાનું નં. : ૩૯૩]

**હજના સફરમાં હઝરત હુજજતુલ્લાહ રહિમહુલ્લાહુને અલ્લાહ તઆલા તરફથી મળેલી મહાન બશારત**

- લાંબા સમય પછી બાદશાહ ઔરંગઝૈબ તરફથી સફરની ઈજાઝત મળતાં જ આ મુબારક કાફલાએ ફરીથી સફરની શરૂઆત કરી અને બંદરગાહ પહોંચી જહાઝમાં સવાર થયા.
- ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના નવાસા હઝરત મીર સફર અહમદ માસૂમી રહમતુલ્લાહિ અલયહિએ 'મકામાતે માસૂમી' કિતાબમાં લખ્યું છે કે :

''આ હકીર, ખતાકાર (લેખકે) હઝરત હુજજતુલ્લાહની મુબારક ઝબાનથી ઘણી વખત આ વાત સાંભળી છે અને હવે એ જ વાત અકતાબે દસ્તગાહી શયખ મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ (ચોથા કય્યૂમ)થી પણ સાંભળી છે કે :

હઝરત હુજજતુલ્લાહ જયારે બીજી વખત હિજાઝના સફર પર રવાના થયા તો (રસ્તામાં) આપનું જહાઝ તબાહ થઈ ગયું.

આપ મસકત (ઓમાન)ના બંદરગાહે પહોંચ્યા અને ત્યાં જ કેટલોક સમય રહ્યા. પછી બીજા જહાઝ પર સવાર થયા અને હજની દૌલત નસીબ થઈ.

મસકતના રોકાણ દરમિયાન એક રાતે અલ્લાહ તઆલા તરફથી ખાસ ઈનાયતોથી નવાઝવામાં આવ્યા.

એ રાતે અલ્લાહ તઆલા તરફથી આપને ઈલ્હામ થયો કે :

"કાલે કિયામતના દિવસે તારી શફાઅત (ભલામણ)થી ૭૦૦૦૦ (સિત્તેર હઝાર) ઈન્સાનોની બખ્શિશ થશે."

ઈલ્હામમાં જણાવેલી આ વાત ઉમદહ પ્રકારની હતી એટલે આપને ઈચ્છા થઈ કે આ ઈલ્હામની તસદીક થાય.

તો ફરી પાછો આપને ઈલ્હામ થયો કે :

"આવતી કાલે બીબી મરિયમ નામની એક ઓરત જે આપની સફરની સાથી છે અને ઔરંગઝૈબ આલમગીરના મહેલમાં પણ માન લાયક છે, તે આપના માટે કોઈ ચીઝ મોકલશે.

જો આજે ખરેખર તે ચીઝ આપના માટે આવી ગઈ તો સમજી લો કે આપનો ઈલ્હામ સાચો છે અને જો ન આવી તો બસ એમ જ છે."

બીજા દિવસે આપ ઈન્તિઝાર કરતા હતા. ઝોહર અને અસરના વચમાં આપ શું જુએ છે કે એક ઓરત પોતાના માથા પર ખાવાના પ્રકારની કોઈ ચીઝ મૂકીને આવી અને સલામ બાદ અરજ કરી કે :

"બીબી મરિયમે આ નાન અને હલવો મોકલ્યો છે."

ફરમાવતા હતા કે :

"બીબી મરિયમના હદિયાથી મને જેટલી ખૂશી થઈ, અગર આખી દુનિયાની બાદશાહત પણ મને મળતે તો તે આ ખૂશીની ઘેરી અસરના બરાબર ન થતે !" ['મકામાતે માસૂમી' ૨ / ૩૯૦]

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુનો ટૂંકો પરિચય

- આપ હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- આપના વાલિદનું નામ હઝરત અબૂલ ઊલા રહિમહુલ્લાહુ હતું.

- હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ બાદ અલ્લાહ તઆલાએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને મનસબે કય્યૂમિય્યતથી નવાઝયા હતા.
- એટલે કે આપ ચોથા કય્યૂમ હતા.
- ઉર્દૂ કિતાબ 'રવઝતુલ કય્યૂમિય્યહ'ના લેખક હઝરત મુહમ્મદ એહસાન (રહ.) આપના ખલીફા હતા અને 'રવઝતુલ કય્યૂમિય્યહ'નો ચોથો ગ્રંથ સંપૂર્ણ પોતાના પીરના જીવનચરિત્ર વિષે લખેલો છે.
- આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાની ગુજરાતી કિતાબ 'ફયઝાને માસૂમિય્યહ' 'નકશબંદી ઔલિયા' ગ્રંથ : ૫ (પાંચ)માં હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)થી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (રહ.) સુધીના મુજદ્દિદી ખાનદાનના લગભગ તમામ બુઝુર્ગોના જીવનચરિત્રો લખેલા છે. તે વાંચવા વાચકોને વિનંતી.

## હજની ત્રીજી સફર

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ હિજરીસન ૧૧૦૩ માં હજની ત્રીજી સફર માટે રવાના થયા.
- આ હજ પણ આપે આપના ત્રીજા પીર હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની સાથે કરી હતી.
- હજની પહેલી સફરની જેમ આ ત્રીજી સફરમાં પણ હઝરત હુજજતુલ્લાહ અને હઝરત વહદતના કુટુંબ કબીલાના લોકો ઉપરાંત અનેક મુરીદો અને અકીદતમંદો પણ શામિલ હતા.
- આ વખતે પણ ઔરંગઝૈબે આપને રોકી રાખ્યા.
- છેવટે તેનાથી ઈજાઝત લઈને સીધા અફઘાનિસ્તાન અને ઈરાનના રસ્તે હજ માટે આગળ રવાના થયા.
- અકીદતમંદોએ કેટલાયે મકામો પર રહેવા માટે મજબૂર કર્યા.
- હજની આ સફર દરમિયાન હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ

નકશબંદ રહિમહુલ્લાહુએ કાબુલથી ઔરંગઝૈબને એક પત્ર લખ્યો હતો જે આપના મકતૂબાત (પત્રો)ના સંગ્રહ 'વસીલતુલ કુબૂલ'ની જિલ્દ : ૨ (બે)માં મકતૂબ નંબર : ૫૬ તરીકે લેવામાં આવેલો છે.

- હિજરીસન ૧૧૦૯ માં હાજીઓનો આ મુબારક કાફલો હરમયન શરીફયન પહોંચ્યો.

**ત્રીજી હજથી વાપસી વખતે ફરી પાછું ઔરંગઝૈબ પાસે રોકાણ**

- ત્રીજી હજ માટે રવાના થતી વખતે હજથી વાપસી વખતે ફરી પાછા પોતાની પાસે તશરીફ લાવવા માટે ઔરંગઝૈબે હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહિમહુલ્લાહુને આગ્રહપૂર્વક અરજ કરી હતી.
- ઔરંગઝૈબના આગ્રહને વશ થઈ, હજની આ ત્રીજી સફરમાંથી વાપસી વખતે હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ સીધા પોતાના વતન સરહિંદ શરીફ નહિ ગયા, બલકે ઔરંગઝૈબની પાસે ફરીથી તશરીફ લાવ્યા.
- બાદશાહ ઔરંગઝૈબની પાસે લાંબો સમય રહી, તેમને રૂહાની ફૈઝથી, સલાહ–સૂચનોથી સહીહ રાહબરીથી નવાઝતા રહ્યા.
- હિજરીસન ૧૧૧૧ મુતાબિક ઈસ્વીસન ૧૬૯૯ માં બાદશાહ ઔરંગઝૈબની ઈજાઝત મળતા, હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા.

['લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ અનુવાદ) પાનું નંબર : ૩૪
'ગુલશને વહદત' મકતૂબ (પત્ર) નંબર : ૭૫]

## 4 દેશ–વિદેશની લાંબી સફરો અને સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત

હજની ત્રણ મુબારક સફરો ઉપરાંત હઝરત શયખ અબ્દુલ

અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ દેશ–વિદેશમાં બીજી પણ લાંબી–ટૂંકી ઘણી સફરો કરી હતી જેની ટૂંકમાં વિગતો નીચે પ્રમાણે છે :

**કાશમીરની સફરો**

હઝરત 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ કાશમીરની અનેક વખત સફર કરી હતી અને ત્યાંના હઝારો લોકોને પોતાના રૂહાની ફયઝથી ફયઝયાબ ફરમાવ્યા હતા.

એક કિતાબમાં આપની કાશમીરની સફરનો ઉલ્લેખ આ રીતે કરેલો છે :

અબ્દુલ અહદ ફારૂકી, સરહિન્દી, મોગલ હાકિમ સયફ ખાનની હુકૂમતમાં કાશમીર આવ્યા. આપની સાથે :

- આપના મોટા ભાઈ સઅદુદીન મુહમ્મદ અને તેમના પુત્ર
- મિયાં મુહમ્મદ કુતુબ પણ હતા.

ઘણી મોટી સંખ્યામાં લોકો આપથી બયઅત થયા જેમાં કેટલાક નીચે પ્રમાણે નામઆવર, પ્રખ્યાત કાશમીરી, દીની બુઝુર્ગો પણ હતા.

- મુહમ્મદ અમીન સૂફી
- નૂર બાબા પખલી
- હઝરત શયખ મુહમ્મદ મુરાદટંગ,
- શયખ અબ્દુર્રશીદ અને
- અલ્લામહ મૌલાના મુહમ્મદ હૈદર પણ હતા.

[ડોકટર શમ્સુદીન અહમદ લિખિત કિતાબ :
'હઝરત ખ્વાજા નકશબંદ ઔર તરીકતે નકશબંદિય્યહ'
પાનું નંબર : ૩૬૨ અને ૯૨૦]

- 'ફયઝે મુરાદ' કિતાબમાં હઝરત વહદતના કેટલીયે વખત કાશમીર જઈને રહેવાના ઉલ્લેખો મળે છે.

- એમાં જ કાશમીરના સુબેદાર (ગવર્નર) સયફખાનની અકીદમતંદીના બનાવો પણ લખેલા છે.
- 'તવારીખે કશ્મીર' કિતાબમાં :
  - સયફખાને હઝરત વહદતનો સત્કાર કરવાનો,
  - એમને પોતાના મહેલમાં જ ઉતારો આપવાનો અને
  - એમનાથી બાતિની ફયઝ મેળવવાનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. ['તારીખે કશમીર' ૨ / ૨૨૫ (લાહોર : ૧૯૧૦)]
- ઉપરની ઈબારતમાં ઉલ્લેખ થયા મુજબ કાશમીરની સફરમાં શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરી (રહ.) આપથી બયઅત થયા હતા.
- શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરીએ ઉચ્ચ રૂહાની મકામો હાસિલ કરી આપની ખિલાફતથી પણ મુશર્રફ થયા હતા અને અનેક કિતાબો પણ લખી હતી. આપનો વિસ્તૃત પરિચય ઈન્શા અલ્લાહ ખલીફાઓના પ્રકરણમાં આવશે. 'વાકિઆતે કશ્મીર' નામના ઐતિહાસિક પુસ્તકના મશહૂર લેખક ખ્વાજા મુહમ્મદ આઝમ દીદામરી આપના મુરીદ હતા.

### કાબુલની સફર

- હઝરત વહદત રહિમહુલ્લાહુએ કાબુલની સફર પણ કરી હતી.
- કાબુલથી આપે સુલતાન ઔરંગઝૈબ આલમગીરને લખેલો પત્ર આપના પત્રોના સંગ્રહ 'ગુલશને વહદત'માં શામિલ કરવામાં આવેલો છે.

### ઔરંગઝૈબના લશ્કર સાથે દક્ષિણના અનેક સ્થળોએ પ્રવાસ અને નિવાસ

- બાદશાહ ઔરંગઝૈબ દક્ષિણ હિન્દુસ્તાનના પ્રદેશોને જીતવા માટે લશકરી મોરચાઓ પર આક્રમણ કરવામાં મશગૂલ હતો.
- તેણે ખૂબ આગ્રહ કરીને હઝરત 'વહદત' રહમતુલ્લાહિ અલયહિને

પોતાની પાસે બોલાવી લીધા.

- એમાં તેના અનેક હેતુઓ હતા :
  - હઝરત 'વહદત' રહમતુલ્લાહિ અલયહિથી બાતિની ફયઝ મેળવવો.
  - લશકરના આક્રમણ અને બીજી દરેક બાબતો વિષે આપથી સલાહ–મશ્વરો લેવો,
  - લશકરની જીત માટે અને બીજા કામોમાં સફળતા મેળવવા માટે આપથી દુઆ કરાવવી...વગેરે.
- હઝરત 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ ઔરંગઝેબ અને તેના લશકરની સાથે લાંબી મુદત સુધી રહ્યા.

**'ગુલશને વહદત'માં બીજી કેટલીક સફરોનો ઉલ્લેખ**

હઝરત 'વહદત'ના મકતૂબાત (પત્રો)ના સંગ્રહ 'ગુલશને વહદત'માં પણ નીચે પ્રમાણે આપની કેટલીક સફરોનો ઉલ્લેખ મળે છે :

- પૂર્વના પ્રદેશોની સફરનો ઉલ્લેખ મકતૂબ નંબર : ૩૩ માં છે.
- કાબુલની સફરનો ઉલ્લેખ મકતૂબ નંબર : ૩૩ માં છે.
- બેહલૂલપૂર અને રૂપડની સફરનો ઉલ્લેખ મકતૂબ નંબર : ૪૯ માં છે.

**ઈલાહાબાદની સફર**

- હઝરત 'વહદત' (રહ.)ને પોતાના એક સમકાલિન બુઝુર્ગ શયખ મુહમ્મદ અફઝલ ઈલાહાબાદી સાથે ઘણી ઉલફત, મુહબ્બત હતી.
- ઘણાં લાંબા સમય સુધી આ ઉલફત પરોક્ષ રીતે, એક બીજાને મળવા વગર રહી.
- હિજરીસન ૧૦૯૪ મુતાબિક ઈસવીસન ૧૬૮૩ માં (અગાઉ કાશમીરના અને હવે) ઈલાહાબાદના નાઝિમ (હાકિમ) અને હઝરતના ચાહક સયફ ખાને હઝરત 'વહદત'ને ઈલાહાબાદ તશરીફ લાવવા ગુઝારિશ કરી. એટલે હઝરત 'વહદત' તેમના આગ્રહથી

ઈલાહાબાદ તશરીફ લાવ્યા.

- ઈલાહાબાદમાં આપે શયખ મુહમ્મદ અફઝલ સાથે ઘણી વખત મુલાકાતો કરી.
- શયખ અફઝલે પોતાની કિતાબ 'ઈસ્બાતુલ અહ્‌લૂતિય્યહ' આપની ખિદમતમાં પેશ કરી.
- એ કિતાબ વાંચીને હઝરત વહદત ઘણાં ખૂશ થયા.

['લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ અનુવાદ) પાનું નંબર : ૩૭]

## સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત

- ભવિષ્યમાં સરહિન્દ શરીફ શીખોના હાથોથી તબાહ અને બરબાદ થનાર હોવાની જાણ અલ્લાહ તઆલા તરફથી હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને કશ્ફ મારફતે કરવામાં આવી.
- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહુએ સરહિન્દ શરીફના નિવાસીઓને આ વાતની જાણ કરી પરંતુ લોકો એની ગંભીરતા સમજી ન શકયા અને સરહિન્દ શરીફથી સ્થળાંતર કરવા તરફ ધ્યાન ન આપ્યું.
- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પરિવાર સાથે સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત કરી.
- આપે જુની દિલ્હીમાં, કોટલા ફીરોઝાબાદમાં નિવાસ કર્યો.
- આપે આ હિજરત હિજરીસન ૧૧૨૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૦૯ માં કરી હતી.
- શાહી ખાનદાનમાં અને આમ જનતામાં પણ આપે ખૂબ લોકપ્રિયતા મેળવી.
- હઝારો લોકો આપથી બયઅત થયા અને રૂહાની ફયઝ હાસિલ કર્યો.
- હિજરીસન ૧૧૨૩ માં ફર્રૂખ સિયર દિલ્હીની ગાદીએ બાદશાહ તરીકે બેઠો.

- તે હઝરત ખ્વાજા અબ્દુલ અહદ (રહ.)નો ખાસ અકીદતમંદ હતો.
- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ, 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના સંગ્રહ 'ગુલશને વહદત'માં પત્ર નંબર : ૧૦૬ શાહ ફર્રુખ સિયરના નામે લખેલો છે.
- મજકૂર પત્રથી જાણવા મળે છે કે બાદશાહ ફર્રુખ સિયર નકશબંદિયહ, મુજદ્દિદિય્યહ સિલસિલાનો સુલૂક કાયદેસર તય કરી રહ્યો હતો.

**હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (રહ.) પણ પરિવાર સાથે સરહિન્દ શરીફથી હિજરત કરીને દિલ્હી તશરીફ લાવ્યા**

- હિજરીસન ૧૧૨૧ મુતાબિક ઈસવીસન ૧૭૦૯ માં જ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ પણ પરિવાર સાથે સરહિન્દ શરીફથી હિજરત કરી દિલ્હી તશરીફ લાવ્યા.
- ૧૫ મી રજબ, સોમવારના દિવસે આપ દિલ્હી પહોંચ્યા.
- આપે શહેરના બહાર એક ઉજ્જડ મસ્જિદની નજીક કિયામ ફરમાવ્યો.
- તે પછી આપની બરકતથી હઝારો મોગલ ખાનદાનના લોકો અહીં આબાદ થઈ ગયા. અને એ વિસ્તારનું નામ મોગલપૂરા થઈ ગયું.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના સાહબઝાદહ, ખલીફા અને જાનશીન, ત્રીજા કય્યૂમ, હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને પોતાના ખલીફા અને જાનશીન બનાવ્યા હતા અને આપ ચોથા કય્યૂમ હતા.
- એટલે સગાઈની રીતે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહિમહુલ્લાહુના પણ પૌત્ર હતા.

**આપની ઝબરદસ્ત લોકચાહનાનો ચિતાર એક વિશ્વ પ્રસિદ્ધ મહા વિદ્વાન અને લેખકની કલમે**

- હઝરત સય્યિદ અબુલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહિ વિશ્વ કક્ષાના મહા વિદ્વાન લેખક અને ચિંતક હતા.
- વિશ્વ કક્ષાનો 'ફયસલ એવોર્ડ' મેળવનારા ભારતના માત્ર બે વિદ્વાનો પૈકી આપ પ્રથમ છે.
- આપે પોતાની વિશ્વ પ્રસિદ્ધ કિતાબ 'તારીખે દઅવત વ અઝીમત'માં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ઝબરદસ્ત લોકચાહનાનો ચિતાર આ પ્રમાણે આપ્યો છે :

"ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહુ તરફ તાલિબોનો એવો ધસારો થયો કે એ ઝમાનામાં બીજા કોઈના તરફ એવો ઓછો થયો હશે.

જયારે મકાનથી મસ્જિદ તરફ આવતા હતા ત્યારે અમીરો પોતાની શાલો અને પાઘડીઓ (ઉતારીને) મકાનથી મસ્જિદ સુધી બિછાવી દેતા હતા કે જેથી (આપના) મુબારક કદમ જમીન પર ન પડે !

જો આપ કોઈ મરીઝ (બીમાર)ની બીમારપુરસી માટે અથવા દાવતમાં જતા હતા તો બાદશાહોની જેમ આપની સવારી નીકળતી હતી !"

['તારીએ દઅવત વ અઝીમત' જિલ્દ : ૪, પાનું : ૩૭૮, ૩૭૯
'દુર્રુલ મઆરિફ' મલફૂઝાતે હઝરત શાહ ગુલામ અલી રહિમહુલ્લાહ]

## શીખ સેનાપતિ બંદાસિંઘના લશકરનો સરહિન્દ શરીફ પર હુમલો

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત કરવાના માત્ર થોડાં જ મહિનાઓ પછી આપને કશ્ફથી જણાવવામાં આવેલી વાત હકીકત બનીને સામે આવી.
- બંદાસિંઘ નામના શીખ સેનાપતિએ શીખોના સૈન્ય સાથે સરહિંદ શરીફ પર હુમલો કર્યો અને મુસ્લિમ આબાદીઓને ઈન્તિકામના નિશાના બનાવ્યા અને મુસલમાનોને ખૂબ જાની અને માલી નુકસાન પહોંચાડયું.

## સરહિન્દ શરીફ પર શીખોના બીજા અનેક હુમલાઓ

- બંદાસિંઘના હુમલા પછી શીખોના સરહિન્દ શરીફ પર સતત હુમલાઓ થતા રહ્યા અને ઝુલ્મ તથા સિતમ કરતા રહ્યા.
- ઈસ્વીસન ૧૭૬૪ માં તો શીખો અને મરાઠાઓએ ભેગાં થઈને સરહિન્દ શરીફ પર ખૂબ એવો મોટો વિનાશક હુમલો કર્યો કે આબાદીનું નામો નિશાન પણ ન રહ્યું.
- આ હુમલાઓના કારણે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનના લોકો સરહિન્દ શરીફથી હિજરત કરીને જયાં પનાહ મળી ત્યાં ચાલ્યા ગયા.

## 5 બીમારી, ઈન્તિકાલ અને દફન

- સરહિન્દ શરીફથી હિજરત કરીને દિલ્હી તશરીફ લાવ્યા બાદ લગભગ ચાર વરસ પછી હઝરત ખ્વાજા અબ્દુલ અહદ વહદત રહમતુલ્લાહિ અલયહિ ગંભીર બીમાર થયા.
- એ વખતે દિલ્હીમાં બાદશાહ ફર્રખ સિયરની હુકૂમત હતી જે આપનો ઘણો અકીદતમંદ અને ચાહક હતો.
- બાદશાહ ફર્રખ સિયરે બાદશાહી તબીબો અને હકીમો પાસે ઘણાં ઈલાજો કરાવ્યા પરંતુ શિફા નહિ થઈ.
- આખરે ૨૭, ઝિલહજ્જ, ૧૧૨૬ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૧૨૬ માં દિલ્હીમાં ૭૫, (પંચોતેર) વરસની ઉંમરે આપે ઈન્તિકાલ ફરમાવ્યો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરી, જેઓ હઝરત વહદતના ખાસ ખલીફા પણ હતા, તેમણે હઝરત વહદતનો આ કશ્ફ નકલ કર્યો છે કે : "મારી ઉંમર ૭૫ (પંચોતેર) વરસ થશે."

એ કશ્ફ સહીહ સાબિત થયો. ['હસનાતુલ મુકર્રબીન' પાનું નં. : ૧૨૩]

- જયારે ચોથા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને આપની વફાતની જાણ થઈ ત્યારે આપે ફરમાવ્યું કે :

**''ગુલ બ બિહિશ્ત રફત''**

[ફૂલ (પુષ્પ) જન્નતમાં પહોંચી ગયું.]

- તે પછી આપની જનાઝહની નમાઝ પઢી અને આપની લાશને સરહિન્દ શરીફ લઈ જવા રવાના કરી.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું નંબર : ૪૮૨]

- 'રવઝતુલ કય્યૂમિય્યહ'ની ઉપરની ઈબારતથી જાણવા મળે છે કે આપની જનાઝાની નમાઝ એક કરતાં વધુ વખત પઢવામાં આવી હતી.
- આપના જનાઝહની સાથે :
  - હઝરત અબૂ હનીફ રહિમહુલ્લાહુ (આપના મોટા સાહબઝાદહ)
  - હઝરત સફર અહમદ (આપના ભાણેજ, હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના નવાસા, 'મકામાતે માસૂમી'ના લેખક)

  ઉપરાંત બીજા અસંખ્ય લોકો સરહિન્દ શરીફ જવા રવાના થયા.

**દફન**

સરહિન્દ શરીફમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના કુબ્બાની નજીક વિશાળ મસ્જિદદના પૂર્વ દિશામાં આવેલા 'સુફફહ' નામના સ્થળની નજીક દફન કરવામાં આવ્યા.

## ❻ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' (રહ.)ના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)

**'ગુલશને વહદત'**

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના મુબારક પત્રોના એક સંગ્રહનું નામ 'ગુલશને વહદત' છે.

- આપના વાલિદ સાહબ રહિમહુલ્લાહુએ રાખેલું આપનું લાડકું નામ 'શાહગુલ' અને આપના શાઈરીના તખલ્લુસ 'વહદત' એ બન્નેના સંયોજનથી 'ગુલશને વહદત' ખૂબ જ ખૂબીપૂર્વક રાખેલું નામ છે.
- હઝરત 'વહદત'ના ખાસ મુરીદ અને ખલીફા હઝરત મૌલાના મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરીએ 'ગુલશને વહદત'ના મકતૂબાત શરીફનું સંકલન અને સંપાદન કરેલું છે.
- 'ગુલશને વહદત'માં હઝરત વહદતના કુલ ૧૧૯ (એકસો ઓગણીસ) મકતૂબાત શરીફનો સમાવેશ કરવામાં આવેલો છે.
- એના તમામ મકતૂબાત શરીફ ફારસી ભાષામાં લખેલા છે.
- એની તસહીહ હઝરત મૌલાના અબ્દુલ્લાહ જાન ફારૂકી, મુજદ્દિદીએ કરી છે.
- એનું એડીટીંગ પ્રોફેસર ડોકટર ગુલામ મુસ્તફા ખાંએ કરેલું છે.
- ઈદારએ મુજદ્દિદિય્યહ, કરાંચીએ ઈસ્વીસન ૧૯૬૬ માં એનું પ્રકાશન કરેલું છે.

**'ગુલશને વહદત'ના મકતૂબાત (પત્રો)નું અલગીકરણ**

'ગુલશને વહદત'ના મકતૂબાત શરીફની અલગ વિગતો દર્શાવતી માહિતી અભ્યાસુ વાચકોની જાણ માટે અહીં લખી છે :

| પત્રનો નંબર | એ પત્ર કોને લખેલો છે | વિગત |
|---|---|---|
| ૧૯ | શેખ મુહમ્મદ યૂસુફ કશ્મીરી (શેખ મુહમ્મદ મુરાદના ભાઈ) | હઝરતે ખિલાફત આપી |
| ૨૦ | મુફતી મુલ્લા મુ. તાહિર કશ્મીરી (શેખ મુહમ્મદ મુરાદના વાલિદ) | શેખ મુહમ્મદ મુરાદની તાલીમ અને તરબિયત વિષે |
| ૮૨, ૧૧૧ ૧૧૨ | શેખ અબ્દુર્રશીદ કશ્મીરી (શેખ મુહમ્મદ મુરાદના ફરઝંદ) | |

| | | |
|---|---|---|
| ૭૯, ૧૦૩ | શેખ મુહમ્મદ વલી કશ્મીરી (મુ. મુરાદના બીજા ફરઝંદ) | નસીહતો |
| ૭૪ | હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ (હઝરત વહદતના ત્રીજા પીર) | |
| ૧૪ | શેખ મુ. મુરાદ કશ્મીરી (રહ.) | • ફરઝંદ મુ. જવ્વાદની શાદી વિષે • વાલિદહની બીમારી વિષે |
| ૩૯ | શેખ મુ. મુરાદ કશ્મીરી (રહ.) | • વાલિદહના ઈન્તિકાલ વિષે |
| ૮૭ | શેખ મુ. મુરાદ કશ્મીરી (રહ.) | • હઝરત ખ્વાજા મુ. નકશબંદના ઈન્તિકાલ વિષે અફસોસ |
| ૬૪, ૬૫, | શેખ મુ. મુરાદ કશ્મીરી (રહ.) | |
| ૬૬, ૧૦૯ | શેખ મુ. મુરાદ કશ્મીરી (રહ.) | • હજના હાલાત |
| ૪૪, ૪૭ | શાહઝાદી ઝૈબુન્નિસા | |
| ૧૦૬ | શાહ ફર્રખ સિયર | |
| ૫૦ | સયફ ખાન [કાશમીરનો સુબેદાર (ગર્વનર) | |

**વિશેષ નોંધ :**

- 'ગુલશને વહદત'ના ૧૧૯ પત્રોમાંથી એક સો કરતાં પણ વધારે પત્રો એના સંપાદક શેખ મુહમ્મદ મુરાદ કશમીરીના નામે લખેલા છે.
- હઝરત વહદતે જેને ૧૦૦ કરતાં પણ વધારે પત્રો લખ્યા છે તેની સાથે આપને કેટલો ઊંડો અને ગાઢ સંબંધ હશે એ સમજી શકાય છે. હજની સફરમાંથી પાછા આવ્યા બાદ હઝરત વહદતે શાહઝાદી ઝૈબુન્નિસા (ઔરંગઝૈબની દીકરી)ને પત્રો લખ્યા હતા. તે વખતે તેની (ઝૈબુન્નિસાની) ઉંમર ૬૧ (એકસઠ) વરસની હતી.
- શાહ ફર્રખ સિયરને લખેલા પત્રથી જાણવા મળે છે કે તે હઝરત વહદતની રાહબરીમાં કાયદેસર, નકશબંદી સિલસિલાનો સુલૂક તય કરી રહ્યો હતો.

- સયફખાન, કાશમીરનો સુબેદાર (ગવર્નર) હતો. હઝરત વહદતનો ખૂબ અકીદતમંદ અને ચાહક હતો. એમની કાશમીરની સફરો વખતે ખૂબ ખિદમત કરતો હતો.

## બાતિની લતીફાઓ વિષે સાદી, સરળ અને વિસ્તૃત માહિતી આપતો હઝરત વહદતનો એક અતિ મહત્ત્વનો પત્ર

હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિનો મજકૂર પત્ર હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'ઈન્તિબાહ ફી સલાસિલે અવલિયા અલ્લાહ'માં નકલ કરેલો છે અને તેમાંથી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં નકલ કરેલો છે.

**એ પત્રનો ગુજરાતી ભાવાર્થ આ પ્રમાણે છે :**

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ

દરેક હાલતમાં અલ્લાહ તઆલાનો શુક્ર અને એહસાન છે.

પ્રિય ખુદાપરસ્ત બહેન ! તમે માનવીના લતીફહના વિષે પૂછયું હતું, તે જાણી લો કે કલ્બ, રૂહ, સિર, ખફી અને અખ્ફા એ માનવીના પાંચ લતીફહ છે. તે આલમે અમ્રમાંથી છે. [અલ્લાહ તઆલાનો અમ્ર (હુકમ) 'કુન' ('થઈ જા !') કહેતા જ જે આલમ (વિશ્વ) પોતાના સ્થાને કાયમ થયું તેને 'આલમે અમ્ર' કહે છે) તેમનું સ્થાન અર્શ પર છે જેને 'લા મકાં' કહે છે. અને તેને 'આલમે અર્વાહ' (રૂહોનું જગત) પણ કહે છે. હક જલ્લુ અલાએ કમાલે કુદરતથી પોતાના આ લતીફાઓનો માનવીના શરીરની સાથે તઅલ્લુક (ઈશ્ક) અને સંબંધ બાંધીને ત્યાંથી (આલમે અમ્રમાંથી) નીચે ઉતારીને માનવીના શરીરમાં તેમના અનુરૂપ સ્થાન આપ્યું છે :

(૧) કલ્બ (દિલ)ને સીનાની ડાબી બાજુએ છાતીમાં જગા આપી છે.

(૨) રૂહ (આત્મા) કલ્બથી વધારે લતીફ (લલીત) છે. એને કલ્બની બિલકુલ સામે જમણી બાજુએ જગા આપી છે.
(૩) 'અખ્ફા' લતીફ (લલીત) અને અહસન લતીફહ છે. તેને હકીકી સીનાની વચ્ચે જગા આપી છે.
(૪) 'સિર'ને કલ્બ અને અખ્ફાની વચ્ચે જગા આપી છે.
(૫) 'ખફી'ને રૂહ અને અખ્ફાની વચ્ચે જગા આપી છે.

## કયા લતીફહની વિલાયત
## કયા પયગમ્બરના કદમ નીચે છે ?

દરેક લતીફહની વિલાયત એક ઉલૂલ અઝમ પયગમ્બરના કદમ નીચે છે.

(૧) 'કલ્બ'ની વિલાયત હઝરત આદમ અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે.
(૨) 'રૂહ'ની વિલાયત હઝરત ઈબ્રાહીમ અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે.
(૩) 'સિર'ની વિલાયત હઝરત મૂસા અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે.
(૪) 'ખફી'ની વિલાયત હઝરત ઈસા અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે.
(૫) 'અખ્ફા'ની વિલાયત હઝરત ખાતિમુલ અમ્બિયા અલયહિ વ અલયહિસ્સલાતુ વત્તસ્લીમાતના કદમ નીચે છે.

જાણવું જોઈએ કે અવલિયાના કદમોનો તફાવત આ જ લતીફાઓના માર્ગથી છે.

- જે હઝરત આદમ અલયહિસ્સલામના કદમ નીચે છે તેની (વિલાયત) 'વિલાયતે કલ્બ' છે અને તે પાંચ દરજજામાંથી એક

દરજ્જાનો સાહિબે વિલાયત છે.

- જે હઝરત ઈબ્રાહીમ અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે તેની (વિલાયત) 'વિલાયતે રૂહી' છે અને તેની વિલાયતની ગણના પાંચ દરજ્જામાંથી બે દરજ્જાની છે.
- જે હઝરત મૂસા અલા નબિય્યિના વ અલયહિસ્સલામના કદમ નીચે છે તેની (વિલાયત) 'વિલાયતે સિર' છે અને તેની વિલાયતનું પ્રમાણ પાંચ દરજ્જામાંથી ત્રણ દરજ્જાનું છે.
- જે હઝરત ઈસા અલયહિસ્સલામના કદમ નીચે છે તેની (વિલાયત) 'વિલાયતે ખફી' છે અને તે પાંચ દરજ્જામાંથી ચાર દરજ્જાઓનું પ્રમાણ ધરાવે છે.
- જે હઝરત સરવરે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કદમ નીચે છે તેની (વિલાયત) 'વિલાયતે અખ્ફા' છે. એ બીજા સર્વ દરજ્જાઓથી મહાન, સર્વોચ્ચ અને સર્વશ્રેષ્ઠ છે. આ સાહિબે વિલાયતને બધાં જ પાંચ દરજ્જાઓની કાબિલિયત છે.

ઉપરાંત જાણવું જોઈએ કે અમ્બિયા (અલૈ.)ના કદમોનો તફાવત એમના આપસના માર્ગથી નથી, પરંતુ નુબુવ્વતના માર્ગથી છે. અર્થાત એ બુઝુર્ગોમાંથી જે આ માર્ગથી આવશે તે બીજા કરતાં અફઝલ હશે.

હઝરત મૂસા (અલૈ.) હઝરત ઈસા (અલૈ.)થી નુબુવ્વતના મકામમાં આગળ છે એટલા માટે હઝરત ઈસા અલયહિસ્સલામથી અફઝલ છે, પરંતુ ઉપર લખ્યા પ્રમાણે વિલાયતના મકામમાં હઝરત ઈસા અલયહિસ્સલામ હઝરત મૂસા અલયહિસ્સલામથી આગળ છે.

બીજો આ અમ્ર જાણવો જોઈએ કે ભલે મુરીદ ખૂદ પોતાની ઈસ્તિઅદાદ (કાબિલિયત) ઓછી ધરાવતો હોય, પરંતુ જો તેનો મુર્શિદ અને મુરબ્બી (પીર) સાદિકુલ્ મશરબ હશે તો સંભવિત છે કે આપે (મુર્શિદે) જે મંઝિલો તય કરી છે તે માર્ગ પર તાલિબને પણ ચલાવે

અને 'વિલાયતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કમાલાત પર પહોંચાડે. આ વિષય અત્યંત વિશાળ છે એટલે હમણાં એની ચર્ચા મુલતવી રાખું છું. બીજા કોઈ મોકા પર એની ચર્ચા કરીશ.

## લતીફહના નૂરના રંગ

ઉપરાંત આપે લતીફહના નૂરના રંગ પૂછયા હતા, તે વિષે જાણી લો કે દરેક શખ્સે પોતાના 'કશ્ફ' અને 'નઝર' અનુસાર કંઈક કહ્યું છે અને લખ્યું છે અને એના આધારે તેઓએ આ બાબતની તાબીર, અનુમાન અને વિવરણ કર્યુ છે. પરંતુ હઝરત આલી દરજાતથી હું જે સમજયો છું તે હવે લખું છું. જાણવું જોઈએ કે :

(૧) 'કલ્બ'નું નૂર પીળું છે. (૨) 'રૂહ'નું નૂર લાલ છે.
(૩) 'સિર'નું નૂર સફેદ છે. (૪) 'ખફી'નું નૂર કાળું છે.
(૫) 'અખ્ફા'નું નૂર લીલું છે.

## નફસની હકીકત

ઉપરાંત (તમે) 'નફસ'ની હકીકત અને માહિયત (કેફિયત) પૂછી હતી તો એ બાબતમાં તમને માલૂમ થાય કે :

નફસ ખબીસહ (દુષ્ટ) છે અને આલમે ખલ્કમાંથી છે. એનું સ્થાન દિમાગમાં છે. એ પોતે 'શરારત' અને 'ખબાસત'ના ગુણો ધરાવે છે છતાં પોતે પણ બીજા લતીફાઓની જેમ 'લતીફએ નફીસહ' છે એવો તેણે દેખાવ (ઢોંગ) કર્યો છે. ઉપરાંત પોતે સરદાર અને બુદ્ધિશાળી હોવાનો દાવો કર્યો છે.

શયતાને લઈનના બહેકાવવાના કારણે તેણે (નફસે) (શરીરના) બધાં અંગોને તથા લતીફાઓને પોતાના દુર્ગુણો વડે દૂષિત કર્યા છે અને તેઓને અલ્લાહ તઆલાની પવિત્ર દરગાહની તરફ રુખ કરવાથી રોકીને તેઓને અનંત નુકસાનમાં નાંખ્યા છે ! ઈનાયતે અઝલી જેની મદદ કરે

અને માર્ગદર્શન કરે તે એની શરારત અને ખબાસતથી માહિતગાર થઈ જાય છે અને એના ફરેબ અને ફસાદથી મુખ ફેરવીને પવિત્ર દરગાહની તરફ પોતાનું રુખ કરે છે અને અનંત સઆદત પ્રાપ્ત કરે છે.

જ્યારે નફસ પવિત્ર અને પવિત્ર કરનાર થઈ જાય છે ત્યારે તે પોતાના તમામ દુર્ગુણોને છોડી દે છે, અલબત્ત અલ્લાહ તઆલા સુબ્હાનુહૂના કરમથી. (ઉપરાંત જ્યારે નફસ પાક અને પાક કરનાર થઈ જાય છે ત્યારે એ) મહાન મર્તબહ, કુર્બ, મુશાહિદહ અને મકામે રઝાથી મુશર્રફ થાય છે. એ સમયે તે (નફસ) તમામ ઈન્સાની લતીફાઓ કરતાં ઉન્નત અને ઉચ્ચ થઈ જાય છે અને તેની સયર બધાં લતીફાઓ કરતાં બુલંદ થઈ જાય છે. કમાલ પ્રાપ્ત કરવા પછી તેને પ્રમુખસ્થાને બેસાડવામાં આવે છે. અને બધાં લતીફાઓની રિયાસત (સરદારી, નેતાગીરી) અને કિયાસત (દાનાઈ, શાણપણ) તેને મળે છે !

એ પણ અજબ રહસ્ય (ભેદ) છે કે જે સૌથી વધારે ખબીસ છે તે પાક અને નૂરાની થવા પછી સૌથી વધારે અશરફ થઈ જાય છે !

أُولَٰئِكَ يُبَدِّلُ اللَّهُ سَيِّئَاتِهِمْ حَسَنَاتٍ ط ('فرقان':٧٠)

[અલ્લાહ તેમની બુરાઈઓને ભલાઈઓથી બદલી નાંખશે.]

ઉપરાંત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

خِيَارُكُمْ فِى الْجَاهِلِيَّةِ خِيَارُكُمْ فِى الْإِسْلَامِ إِذَا فَقُهُوا

[તમારામાંથી જહાલતકાળમાં જેઓ વધારે સારા હતા તેઓ ઈસ્લામ લાવ્યા બાદ ઈસ્લામમાં પણ વધારે સારા છે, જ્યારે તેઓ ઈલ્મ અને સમજનારા થઈ જશે.]

وَالسَّلَامُ عَلَىٰ مَنِ اتَّبَعَ الْهُدَىٰ ط (سورۃ 'طٰہٰ':٤٧)

[અને સીધા માર્ગ પર ચાલનારાઓ માટે સલામતી છે.]

**સૂચના (૧) :**

- પાંચ લતીફહ આલમે અમ્રના છે :

(૧) કલ્બ, (૨) રૂહ, (૩) સિર, (૪) ખફી અને (૫) અખ્ફા

- જે 'કુન' ('થઈ જા !') શબ્દ બોલતાં જ પોતાના સ્થાને કાયમ થઈ ગયા તેને 'આલમે અમ્ર' કહે છે.
- ઉપરાંત 'આલમે ખલ્ક'ના પણ આપે પાંચ લતીફહ બતાવ્યા છે :

(૧) પાણી, (૨) માટી, (૩) હવા, (૪) આગ અને (૫) એ બધાંના નિચોડરૂપ નફસનો લતીફહ.

- 'નફસ'ના લતીફહનું સ્થાન પેશાનીમાં મુકર્રર કરવામાં આવેલું છે અને એનું નૂર સફેદ, કંઈક માત્રામાં આસમાની ભૂરું છે.
- જેઓ ક્રમિક રીતે (થોડાં થોડાં સમયના અંતરે) પૈદા થયા છે તેને 'આલમે ખલ્ક'ના લતીફાઓ કહેવામાં આવે છે.

**સૂચના (૨) :**

'આલમે અમ્ર'ના લતીફાઓના સ્થાન સીનામાં (ક્યાં છે) એ અલ્લાહવાળાઓએ બતાવ્યું છે. અફલાતૂન Plato, જાલીનૂસ Galen, અરસ્તૂ Aristotal વગેરે યૂનાની વિદ્વાનોની વિદ્યામાં અને યૂરોપના વિજ્ઞાનીઓ કે નિષ્ણાંતોના સંશોધનોમાં અને પુસ્તકોમાં એનો કોઈ જગાએ ઉલ્લેખ નથી.

ન એમાં દૂરબીન કામ આપે છે,
ન એમાં બીજું કોઈ સાધન કામ આપે છે,
ન એમાં મેસ્મેરિઝમ (વશીકરણ)ની વિદ્યા કામ આપે છે.

જ્યારે માનવીના સીનાની પરિસ્થિતિ અને મામલાઓથી જ બીજા ધર્મના વિદ્વાનો પરિચિત નથી, જે ખૂદ એમના (શરીર)માં મવજૂદ છે, તો પછી આસમાનની પરિસ્થિતિથી શું પરિચિત થઈ શકે !

અને એમની કઈ વાતો સ્વીકારવા લાયક થઈ શકે !

એટલા જ માટે હઝરત મૌલાના રૂમી રહિમહુલ્લાહુ ફરમાવે છે :

**ચન્દ ચન્દ હિકમતે યૂનાનિયાં,**
તમે યૂનાની વિદ્યા કયાં સુધી પઢતા રહેશો ?

**હિકમતે ઈમાનિયાં રા હમ બ-ખ્વાન.**
હવે ઈમાનવાળાઓની વિદ્યા પણ પઢી જુઓ.

['મેઅયારુસ્સુલૂક' ઈસ્વીસન ૧૯૯૯ ની ગુજરાતી આવૃત્તિ પાના નંબર : ૧૨૨ થી ૧૨૭]

**હઝરત વહદતના પત્રો નકશબંદી સિલસિલાના સુલૂકના તરીકાના મહત્ત્વના દસ્તાવેજો છે**

- 'ફારસી અદબમેં ઔલિયાએ નકશબંદકી ખિદમાત' નામના પોતાના સંશોધનાત્મક અને વિદ્વતાપૂર્ણ લેખમાં પ્રોફેસર સય્યિદ ખૂરશીદ હસન બુખારીએ બીજા નકશબંદી બુઝુર્ગોની ઈલ્મી અને અદબી (સાહિત્યિક) ખિદમતોના ઉલ્લેખની સાથે હઝરત શયખ અબ્દુલ અહદ (રહ.)ના તે મકતૂબાત (પત્રો)નો ઉલ્લેખ કર્યો છે જે આપે અલગ અલગ સમયે મોગલ શાહઝાદાઓને તેમની ઈસ્લાહ (સુધારણા)ના માટે લખ્યા હતા.

મજકૂર પત્રો :

- ઔરંગઝૈબ આલમગીરના નામે,
- શાહ ફર્રૂખ સિયરના નામે,
- તરબિયતખાં બખ્શીના નામે,
- ખ્વાજા મુહમ્મદ નકશબંદના નામે,
- ખ્વાજા સયફુદીન બિન ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના નામે,

લખવામાં આવ્યા હતા જે નકશબંદી સિલસિલાના સુલૂકના તરીકાના મહત્ત્વના દસ્તાવેજો સમાન હેસિયત ધરાવે છે.

● 'લતીફાઓ' વિષે હઝરતનો જે પત્ર ઉપર નકલ કર્યો છે તેનાથી પણ એનું સમર્થન (તસ્દીક) થાય છે.

**હઝરત વહદતનો એક સમકાલીન બુઝુર્ગ સાથે પત્ર વ્યવહાર**

હઝરત વહદત અને તેમના સમકાલીન બુઝુર્ગ શયખ અબૂર્રઝા મુહમ્મદની વચ્ચે, વહદતુલ વુજૂદ વગેરે વિષયો પર જે પત્ર વ્યવહાર થયો હતો તે હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.)એ પોતાની મશહૂર કિતાબ 'અનફાસુલ આરિફીન'માં સુરક્ષિત કરેલો છે.

હઝરત વહદતની મજલિસોમાં શયખ અબૂર્રઝા મુહમ્મદની અનેક વખત હાજરી અને મઆરિફનું બયાન પણ ધ્યાન ખેંચનારું છે.

તેમના ઈન્તિકાલ વખતે હઝરત વહદત તેમના ઘરે હાજર હતા. તેની સાથે હઝરત વહદતની રિશ્તેદારી પણ હતી.

['લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૬૧]

## 7 હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિની કિતાબો

● હઝરત વહદત પુષ્કળ કિતાબોના લેખક હતા.

● આપના મુરીદ અને ખલીફા શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરીએ આપની કિતાબોની સંખ્યા ૩૦ (ત્રીસ) બતાવી છે પરંતુ સૂફીઓના જીવનચરિત્રોમાં આપની લગભગ પચાસ કિતાબોના નામો મળે છે.

● એટલે હઝરત વહદતની કિતાબોના બે સમૂહ થશે.

(૧) પ્રાપ્ય કિતાબો : જે વિવિધ કુતુબખાનાઓ (લાઈબ્રેરીઓ, ગ્રંથાલયો)માં સુરક્ષિત છે.

(૨) અપ્રાપ્ય કિતાબો : તે કિતાબો જેના નામો બુઝુર્ગોના

જીવનચરિત્રોની કિતાબોમાં મળે છે પરંતુ તેના અસ્તિત્વની ખબર નથી.

## પ્રાપ્ય (મળી શકતી) કિતાબો

**[૧] કિરઅતુલ કારિઈન :**

- એ ફારસી ભાષામાં લખેલી કિતાબ છે.
- હિજરીસન ૧૧૦૬ માં અરબીમાં લખેલી કિતાબ 'અદ્ દરર'નો એ ફારસી અનુવાદ છે.
- એની એક હસ્ત લિખિત પ્રત, કિતાબખાના, દરગાહે પીર મહરઅલી શાહ, ગોલ્ડા, રાવલપિન્ડીમાં છે.

**[૨] ખઝાઈનુલ નુબુવ્વહ :**

- હઝરતે ફારસી ભાષામાં ઘણી લાગણીપૂર્વક લખેલી સીરતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે.
- એની એક હસ્ત લિખિત પ્રત ઈન્ડિયા હાઊસ લાઈબ્રેરી, લંડનમાં છે.

**[૩] સબીલુર્રશાદ :**

- ફારસી ભાષામાં લખેલી આ કિતાબમાં સુલૂકના મકામોને વિવિધ વર્તુળો વડે સમજાવ્યા છે.
- ડોકટર ગુલામ મુસ્તફા ખાંએ સંપાદિત કરીને ઈસ્વીસન ૧૯૭૮ માં હૈદરાબાદ સિંધથી પ્રગટ કરી હતી.

**[૪] બુરહાને જલી :**

- અરબી ભાષામાં લખેલી કિતાબ છે.
- એની એક હસ્ત લિખિત પ્રત જનાબ નઈમ અખતર કમર મુજદ્દિદીની પાસે છે.

● એની બીજી નકલ મૌલાના આઝાદ લાઈબ્રેરી, મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢમાં છે.

**[૫] ફયઝુલ આમ :**

● અરબી ભાષામાં લખેલી કિતાબ છે.
● એની એક નકલ મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢમાં છે.

**[૬] અલ જન્નાતુલ શમાનિય્યહ:**

● હજની સફર વખતે અરબીમાં લખેલી કિતાબ છે.
● હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુનું જીવનચરિત્ર છે.
● એની એક નકલ મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢમાં છે.

**[૭] 'અદ્ દરર' :**

● અરબીમાં લખેલી કિતાબ છે. એનો ઉલ્લેખ નંબર : ૧ માં છે.

**[૮] રિસાલહ ફી કિર્અતુન્નબિય્યુલ મુખ્તાર વલ અસહાબિલ કિબાર :**

● અરબીમાં લખેલી કિતાબ છે.

**[૯] અસરારુલ જુમ્અહ :**

● જુમ્અહની ફઝીલતો વિષે અરબી કિતાબ છે.

**[૧૦] રિસાલહ નફિય્યુલ ઈશારહ ફિસ્સલાત :**

● નમાઝમાં, અત્તહિય્યાતમાં, શહાદતની આંગળી નહિ ઊંચકવાની એમાં દલીલો છે.
● એની નકલ મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢમાં છે.

**[૧૧] ખયરુલ કલામ :**

● હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મઆરિફ

પર, ઈર્ષાળુ આલિમો અને સૂફીઓએ કરેલી ટીકાઓના જવાબમાં ફારસીમાં લખેલી કિતાબ છે.

- મુસ્લિમ યુનિવર્સિટી, અલીગઢમાં એની હસ્ત લિખિત નકલ છે.

**[૧૨] રિસાલએ વહદત :**

- ફારસી ભાષામાં લખેલી કિતાબ છે.
- અલીગઢ, યુનિવર્સિટીમાં એની પ્રત છે.

**[૧૩] રિસાલહ દર બયાને તરીકએ અહમદિય્યહ (લતાઈફે ખમ્સહ) :**

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહુની કિતાબ 'ઈન્તિબાહ ફી સલાસિલે અવલિયા અલ્લાહ' અને હઝરત શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુની કિતાબ 'મેઅયારુસ્સુલૂક'ના હવાલાથી એનો સંપૂર્ણ અનુવાદ ઉપર પત્રના રૂપમાં આવી ગયો છે.

**[૧૪] અને [૧૫] હઝરત વહદતના બે રિસાલહ :**

- તસવ્વુફ અને ઈરફાન વિષે ફારસીમાં લખેલા બે રિસાલહ છે.
- રિસાલહના નામો વાંચી શકાતા નથી.

**[૧૬] રિસાલહ નકશબંદિય્યહ :**

આ ફારસી કિતાબ મદીનહ મુનવ્વરહની લાઈબ્રેરીમાં મોજૂદ છે.

**[૧૭] રિસાલહ લતાઈફ :**

સાલિક સુલૂકની મંઝિલો દરમિયાન જે લતીફાઓ તય કરે છે તેના વિષે છે.

**[૧૮] શરહે બયતે મષનવી :**

- એમાં હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિની કાવ્ય

પંક્તિઓની હઝરત વહદતે લખેલી શરહ (વિવરણ, સમજૂતી) છે.

- એની એક હસ્ત લિખિત નકલ, કુતુબખાનહ ગંજબખ્શ, મરકઝે તહકીકાતે ફારસીયે ઈરાન, ઈસ્લામાબાદમાં છે.

**[૧૯] અસરારુલ ફિક્ર :**

એની એક હસ્ત લિખિત નકલ જનાબ નઝર સાહબ સાબરીની પાસે અટકમાં છે.

**[૨૦] મજાલિસ (મલફૂઝાત) :**

હઝરત વહદત રહમતુલ્લાહિ અલયહિના મલફૂઝાત (સોનેરી વચનો)નું એમના ખલીફા શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરીએ કરેલું સંકલન અને સંપાદન છે.

## હઝરત વહદતની તે કિતાબો જેના ફકત નામો જ જાણવા મળે છે

આ બીજા સમૂહમાં હઝરત વહદતની તે કિતાબોના નામો લખવામાં આવે છે જેના ફકત નામો વિવિધ લેખકોની કિતાબોમાંથી જાણવા મળે છે.

- 'મકામાતે માસૂમી'ના લેખક : હઝરત મૌલાના સફર અહમદ (હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના નવાસા)એ હઝરત વહદતની નીચે પ્રમાણે કિતાબોનો ઉલ્લેખ કર્યો છે :

(૧) ગુલઝારે વહદત (૨) ખિરમને ગુલ (૩) શકાઈક
(૪) નવાકિસુલ રવાફિઝ

- 'મકામાતે માસૂમી' ૩ / ૪૧૧ માં લખ્યું છે કે :

"હઝરત વહદતની એક એવી બયાઝ (નોંધપોથી) પણ હતી જેમાં

અનેક હઝરાતે પોતાના હાથે હઝરત વહદતના માટે બશારતો લખી હતી.

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના મુબારક હાથે આ બયાઝમાં એક બશારત લખી હતી.''

- 'હસનાતુલ મુકર્રબીન'માં પાના નંબર : ૧૭૦ ઉપર હઝરત વહદતના ખલીફા શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરીના લખવા પ્રમાણે તેમણે પણ હઝરત વહદતની મજકૂર બયાઝ જોઈ છે.
- હઝરત વહદતે પોતે 'ગુલશને વહદત'માં પત્ર નંબર : ૨૫ માં નીચની કિતાબોનો ઉલ્લેખ કર્યો છે પરંતુ તે કયાંય મળી શકી નથી !

(૧) અસરારુલ ફિકર (૨) નવાકિસુલ રવાફિઝ (૩) તસનીફે શરીફ

- હઝરત વહદતના મલફૂઝાતમાં 'ફવાઈદે નકશબંદિય્યહ'નો ઉલ્લેખ છે તે કયાંય મળી શકી નથી.
- 'કિરઅતુલ કારિઈન' કિતાબમાં ખૂદ હઝરત વહદતે લખ્યું છે કે :

હિજરીસન ૧૧૦૬ થી પહેલાં આપે એ જ વિષય પર અરબીમાં પણ કિતાબ લખી હતી. ['કિરઅતુલ કારિઈન' પાના નંબર : ૨]

પરંતુ તે અરબી કિતાબ કયાંય મળી શકી નથી.

- 'રવઝતુલ કય્યૂમિય્યહ'માં નીચે પ્રમાણે બે કિતાબો જણાવી છે પરંતુ તે કયાંય મળી શકી નથી.

(૧) જુનૂદુલ્લાહ (૨) હઝરત હુજજતુલ્લાહ મુહમ્મદ નકશબંદ સાનીની કય્યૂમિય્યતની સાબિતીમાં લખેલી કિતાબ.

- 'ઉમદતુલ મકામાત'ના પાના નંબર : ૨૪૪ ઉપર હઝરત વહદતની નીચેની ૧૩ (તેર) કિતાબો જણાવી છે જે કયાંય મળી શકી નથી.

(૧) હાશિયહ બર બઅઝ અકવાલે તફસીરે બયઝાવી
(૨) સિલસિલતુલ જવાહિર દર શર્હ ચહલ હદીષ

(૩) ખઝાઈનુલ મવદ્દહ (૪) મનસૂરુલ દરર ફી મસાઈલુલ સવર
(૫) સહાઈફે તિસઅહ (૬) શરહે રુબાઈયાતે ખ્વાજા બુઝુર્ગ
(૭) મુનાજાતે કબરી (૮) મુનાજાતે સગીર (૯) કસસે બર હક
(૧૦) નશરુ ઈત્ર (૧૧) શરહે કલિમહ તસ્બીહ
(૧૨) શરહે કલિમહ તહલીલ
(૧૩) શરહે મકતૂબાતે હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહ.

● હઝરત શાહ ગુલામ અલી દહેલવીની કિતાબમાં પાના નંબર : ૩૦ ઉપર નીચેની કિતાબોનો ઉલ્લેખ છે :

(૧) રિસાલહ રદ્દે મુખાલિફીન હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)
(૨) રિસાલહ દર અહવાલે હઝરત કિબ્લએ રૂહાની અલ મુજદ્દિદ અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ.

● 'ફકીરુલ્લાહ અલવી શિકારપૂરીના મકતૂબાત'માં મકતૂબ નંબર : ૪૯, પાના નંબર : ૩૦૪ ઉપર આ કિતાબનું નામ મળે છે.

**'બ સિલસિલએ ઝિકરે ફયઝ ગિરફતન હઝરત મુજદ્દિદ અલફેસાની અઝ હઝરત ગવસુસ સકલયન'**

● મનાકિબે અહમદિય્યહ વ મકામાતે સઈદિય્યહમાં પાના નંબર : ૨૭ ઉપર શાહ મુહમ્મદ મઝહર મુજદ્દિદી દહેલવી સુમ્મ મદનીએ હઝરત વહદતની એક મષનવીનો ઝિકર કર્યો છે પરંતુ કોઈ વિગતો જણાવી નથી.

● હઝરત વહદત અને તેમના સમકાલીન બુઝુર્ગ શયખ અબૂર્રઝા મુહમ્મદની વચ્ચે, વહદતુલ વુજૂદ વગેરે વિષયો પર જે પત્ર વ્યવહાર થયો હતો તે હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી (રહ.)એ પોતાની મશહૂર કિતાબ 'અનફાસુલ આરિફીન'માં સુરક્ષિત કરેલો છે.

હઝરત વહદતની મજલિસોમાં શયખ અબૂર્રઝા મુહમ્મદની અનેક વખત હાજરી અને મઆરિફનું બયાન પણ ધ્યાન ખેંચનારું છે.

તેમના ઈન્તિકાલ વખતે હઝરત વહદત તેમના ઘરે હાજર હતા. તેની સાથે હઝરત વહદતની રિશ્તેદારી પણ હતી.

['લતાઈફુલ મદીનહ' (ઉર્દૂ) પાનું નંબર : ૬૧]

- હઝરત વહદતે ૧૮ વરસ કરતાં પણ નાની ઉંમરે 'બશારતુલ હક્કાનિય્યહ' નામની કિતાબ લખી હતી. 'લતાઈફુલ મદીનહ'માં એમણે પોતે એનો ઉલ્લેખ કરેલો છે પરંતુ એ પણ મળી શકી નથી.

## 8 હઝરત 'વહદત' શાઈર (કવિ) તરીકે

### આપના બે તખલ્લુસ : 'વહદત' અને 'ગુલ'

- હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ ફારસી અને ઉર્દૂ બન્ને ભાષાઓના શાઈર (કવિ) હતા.
- બારમી સદી હિજરીના શાઈરોમાં આપ ઘણું ઉચ્ચ સ્થાન ધરાવતા હતા.
- સાહિત્યનો ઈતિહાસ લખનારા લેખકોએ આપના ખૂબ વખાણ કરેલા છે. અને આપની ગણના બારમી સદી હિજરીના ટોચના શાઈરોમાં કરી છે.
- ફારસી ભાષામાં લખેલી કવિતાઓમાં આપનો તખલ્લુસ 'વહદત' છે.
- ઉર્દૂમાં લખેલી કવિતાઓમાં આપનો તખલ્લુસ 'ગુલ' છે. કારણ કે આપનું લાડકું નામ 'શાહ ગુલ' હતું.

### હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ કરેલી આપની કવિતાની પ્રશંસા

ખૂદ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત વહદતના અશઆર (કાવ્ય પંક્તિઓ)ને 'રંગીન' કહ્યા છે.

એક મકતૂબમાં આપે લખ્યું છે કે :

''મુબારક પત્ર મળ્યો. એનું દિલકશ (મનોહર) લખાણ

દિલનશીન થયું (દિલમાં ઉતરી ગયું) (એના) રંગીન અશઆરે (દિલને) રંગી દીધું અને (દિલમાં) ઝવક પેદા કરી દીધો.''

['મકતૂબાતે માસૂમિય્યહ' ૩ / ૨૦૫]

**હઝરત વહદતની ફારસી શાઈરીની સમીક્ષા અને સમાલોચના**

ફારસી શાઈરીના ઉચ્ચ કક્ષાના વિદ્વાન સાક્ષરો, સમીક્ષકો અને સમાલોચકો :

(૧) ખૂશગો (૨) ક્રિષ્ણચંદ્ર ઈખ્લાસ

(૩) મીરઝ્ઝાન અજમલી (૪) ટીકારામ ઝફર

વગેરેએ હઝરત ખ્વાજા અબ્દુલ અહદની ફારસી શાઈરીની મુકતકંઠે પ્રશંસા કરેલી છે.

**હઝરત 'વહદત'ની ઉર્દૂ શાઈરી**

- ફારસી ઉપરાંત હઝરત વહદતે ઉર્દૂ ભાષામાં પણ શાઈરીની રચના કરેલી છે.
- ઉર્દૂ શાઈરીમાં આપનું તખલ્લુસ 'ગુલ' હતું.

**હઝરત વહદતની એક ઉર્દૂ ગઝલ**

નમૂના તરીકે હઝરત વહદતની એક ઉર્દૂ ગઝલ અહીં નકલ કરી છે.

**मुसाफिर तू है, और दुनिया सराये**

ઝરા તૂ સોચ અય ગાફિલ,
કે કયા દમકા ઠીકાના હૈ.

નિકલ હી જબ ગયા તનસે,
તો ફિર અપના બેગાના હૈ.

મુસાફિર તૂ હૈ ઔર દુનિયા સરાયે,
ભૂલ મત ગાફિલ.
સફર મુલકે અદમ આખિર,
તુઝે દર પેશ આના હૈ.
લગાતા હૈ અબસ દવલત પે,
ક્યૂં દિલકો, કે અબ નાહક.
ન જાવે સંગ કુછ હરગિઝ,
યહાઁ સબ છોડ જાના હૈ.
ન ભાઈબંદ હૈ કોઈ,
ન યારો આશના કોઈ.
ટિક કર જો ગૌરસે દેખો,
તો મતલબકા ઝમાના હૈ.
લગાઓ યાદમેં ઉસકી,
નજાત અપની અગર ચાહે.
અબસ દુનિયાકે ધન્દેમેં,
હુવા 'ગુલ' ક્યૂં દીવાના હૈ ? !

## નકશબંદી શાઈરોની ખુસૂસિયત

'તારીખે ઉર્દૂ અદબ' (ઉર્દૂ સાહિત્યનો ઈતિહાસ) પુસ્તકમાં જમીલ જાલબીએ લખ્યું છે કે :

આ ગઝલમાં મિઝાજની જે સંજીદગી નઝર આવે છે તે નકશબંદી શાઈરોની ખુસૂસિયત રહી છે.

સંજીદગીનું એ વલણ, તે પછીના દૌરમાં મિરઝા મઝહરે જાનેજાનાંના પ્રભાવ હેઠળ એક તહરીક (ચળવળ) બનીને ઉભરી.

## શાઈર વલી દકની ગુજરાતીએ કરેલી શરૂઆત

- 'નિકાતુશ શુઅરા' પુસ્તકમાં ઉર્દૂના શાઈરીના શહેનશાહ મીરતકી મીર લખે છે કે :

  હઝરત વહદતના શાગિર્દ અને મુરીદે ખાસ શયખ સઅદુલ્લાહ 'ગુલશન'ની સલાહથી એમના શાગિર્દ વલી દકની (ગુજરાતી)એ ફારસી શાઈરોના અંદાઝ પર ઉર્દૂમાં પોતાનો દીવાન (કાવ્ય સંગ્રહ) સંપાદિત કર્યો, જેણે દક્ષિણ હિન્દના શાઈરોની પહેલી નસલ (પેઢી)ને એવી પ્રભાવિત કરી કે ઉર્દૂ શાઈરીની કાયદેસર રિવાયતની શરૂઆત થઈ ગઈ !

- વલી દકની, ગુજરાતી હઝરત વહદતના મોટા ભાઈ અલ્લામહ ફર્રુખ શાહના ફરઝંદ શયખ અલી રઝાના પણ મુરીદ હતા.

['કુલ્લિયાતે વલી' પાનું નંબર : ૮૭]

## હઝરત વહદતના ફરઝંદ પણ ઉચ્ચ કક્ષાના શાઈર

હઝરત વહદતની ઔલાદમાં પણ શાઈરીનો શોખ ચાલુ રહ્યો.

- આપના મહાન ફરઝંદ શયખ તકી (વફાત : ૧૧૪૮ હિજરી)એ હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિથી તરબિયત મેળવી હતી.
- મકામાતે માસૂમીમાં લખ્યા પ્રમાણે હઝરત હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ શયખ તકીનો કલામ એમના વાલિદ હઝરત વહદતના કલામના કરતા પણ ચઢિયાતો હોવાનું ફરમાવતા હતા.
- શાઈરો અને શાઈરી વિષે જે પુસ્તકો લખાયેલા છે તેમાં 'તકી સરહિન્દી'ના કલામની ખૂબીઓ બયાન કરવામાં આવી છે.

## હઝરત વહદતના પૌત્ર પણ ઉચ્ચ કક્ષાના શાઈર હતા

- શયખ મુહમ્મદ તકીના ફરઝંદ (હઝરત વહદતના પૌત્ર)

અઝહરુદ્દીનખાનને ઔરંગઝૈબે નવાબનો ખિતાબ આપ્યો હતો.

- નવાબ અઝહરુદ્દીનની શાદી મશહૂર આલમગીરી સરદાર નવાબ હમીદુદ્દીનની બેટી સાથે થઈ હતી.
- શાદી થવા પછી શયખ અઝહરુદ્દીનને 'મુબારક જંગ બહાદુર'નો ખિતાબ અને હઝારી તથા પંજદહ સદીનો મનસબ (પંદરસો સૈનિકોની પલટનના સેનાપતિનો હોદ્દો) મળ્યો.
- આ રીતે આપ શાહી અમીર બન્યા.

## હઝરત વહદતના પ્રપૌત્ર પણ ઉચ્ચ કક્ષાના શાઈર હતા

- ઉર્દૂના મશહૂર શાઈર ઈન્આમુલ્લાહખાન 'યકીન' (વફાત : હિજરી સન ૧૧૫૯ / ઈસ્વીસન ૧૭૫૬) નવાબ અઝહરુદ્દીન ખાનના જ ફરઝંદ હતા.
- તેઓ મિરઝા મઝહરે જાનેજાનાં રહિમહુલ્લાહુના શાગિર્દ હતા.
- તેમની શાઈરીનો દીવાન (કાવ્ય સંગ્રહ) પણ પ્રગટ થયો હતો.
- મશહૂર શાઈર મીર તકી 'મીર' જયારે સરહિન્દ શરીફ ગયા ત્યારે ઈન્આમુલ્લાહ ખાન 'યકીન'ના દાદા શયખ મુહમ્મદ તકીને પણ મળ્યા હતા.

## હઝરત 'વહદત'ના બીજા અનેક વંશજો શાઈર હતા

- હઝરત વહદતના એક વંશ જ વલીયુલ્લાહ ઈશ્તિયાક પણ ઉર્દૂના શાઈર હતા.
- મીર તકી 'મીર' અને કુદરતુલ્લાહ 'શવક' વગેરે લેખકોએ તેમના વિષે લખ્યું છે કે, તે કોટલા ફીરોઝશાહ, દિલ્હીમાં રહેતા હતા.
- એનાથી અનુમાન થઈ શકે છે કે, સરહિન્દ શરીફથી હિજરત કરીને હઝરત 'વહદત' દિલ્હીમાં ફીરોઝ શાહ કોટલામાં જે મકાનમાં રહેતા હતા, તે ઘણાં લાંબા સમય સુધી એમની ઓલાદની પાસે રહ્યું.

- હઝરત 'વહદત'ના વંશમાં થયેલા બીજા કેટલાક મશહૂર ઉર્દૂ શાઈરોના નામો નીચે પ્રમાણે છે :
  - બશીર અહમદ સરહિન્દી
  - 'સાબિર' સરહિન્દી
  - ઈનાયતુલ્લાહ મુશ્તાક સરહિન્દી

## હઝરત 'વહદત'ના 'દીવાન' (કાવ્ય સંગ્રહો)

### [૧] ખિયાબાને વહદત (વહદતની ફૂલવાડી)

- એ હઝરત વહદતની ફારસી શાઈરી (કવિતાઓ)નો સંગ્રહ છે.
- એનું સંપાદન ખૂદ હઝરતે હિજરીસન ૧૦૮૯ માં કર્યું હતું.
- એમાં ત્રણ વિભાગો છે :

  (૧) ચાર ચમન (૨) ખાતિમહ (૩) હુસ્ને ખાતિમહ

### [૨] ચહાર ચમન

એમાં પણ ચાર ચમન છે :

(૧) વુજૂદ (૨) ઈલ્મ (૩) નૂર (૪) શુહૂદ

### [૩] દીવાને વહદત (વહદતનો કાવ્ય સંગ્રહ)

- દાનિશગાહે તેહરાન, ઈરાનમાં દીવાને વહદતની માઈક્રો ફિલ્મ છે.
- દીવાને વહદતમાં હમ્દ અને નઅત પછી ગઝલોની સંખ્યા વધારે છે.
- આખિરમાં પોતાના ખાનદાનના બુઝુર્ગોના નામોને પણ કવિતામાં વણી લીધાં છે.
- શાહ ખૂબલ્લાહ ઈલાહાબાદીની બિયાઝ (નોંધ પોથી)માં હઝરત 'વહદત'ના કલામમાંથી પસંદ કરેલા અશઆર મોજૂદ છે.

## 9 હઝરત વહદતના કશ્ફો અને કરામતો

### [૧] હઝરત 'વહદતે' કરેલો જન્નતનો અદભુત નઝારો

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના નવાસા હઝરત મૌલાના સફર અહમદે પોતે ખૂદ હઝરત વહદતની ઝબાનથી સાંભળેલો આ બનાવ આપે 'મકામાતે માસૂમી'માં લખ્યો છે.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને દામાદ તથા મૌલાના સફર અહમદના વાલિદનું નામ શયખ મુહમ્મદ ફઝલુલ્લાહ હતું.
- હઝરત શયખ મુહમ્મદ ફઝલુલ્લાહે પોતાના મામા અને મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિથી બાતિની સુલૂક મુકમ્મલ કરીને આપની ખિલાફતથી પણ મુશર્રફ થયા હતા.
- હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહના હઝરત વહદત મામાઝાદ ભાઈ પણ હતા અને ખાસ દોસ્ત પણ હતા.
- મુજદ્દિદી ખાનદાને હિજરીસન ૧૦૬૭ માં કરેલી સૌથી પ્રથમ હજમાં એ બન્ને દોસ્તો પણ શરીક હતા.

## હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહનો પેશાવરમાં ઈન્તિકાલ

- હઝરત શયખ મુહમ્મદ ફઝલુલ્લાહ હિજરીસન ૧૧૧૭ માં પેશાવરની સફરે ગયા હતા ત્યારે ત્યાં ૩ (ત્રીજી) રજબ, જુમ્અહના દિવસે આપનો ઈન્તિકાલ થયો હતો.
- ઈન્તિકાલના ૨૮ (અઠ્ઠાવીસ) દિવસ પછી શાબાનમાં આપનું તાબૂત પેશાવરથી સરહિન્દ શરીફ લાવવામાં આવ્યું હતું.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના રોઝએ મુનવ્વરહના તહખાના (ભોંયરા)માં હઝરતના પગની તરફ દફન કરવામાં આવ્યા.

## જન્નતના અદભૂત નઝારાનો બનાવ ખૂદ હઝરત વહદતની ઝબાને

હઝરત સફર અહમદે 'મકામાતે માસૂમી'માં લખ્યું છે કે :

"(મારા વાલિદ) કિબ્લહ ગાહી મુરશિદી (મુહમ્મદ ફઝલુલ્લાહ)નું તાબૂત પેશાવરથી સરહિન્દ શરીફ લાવી, હઝરત ખ્વાજા (મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)ના રોઝએ મુનવ્વરહમાં દફન કરતી વખતે હઝરત વહદત રહમતુલ્લાહિ અલયહિ ઘણાં અફસોસની સાથે હાજર હતા."

આપે અહકરને (મને) સંબોધીને ફરમાવ્યું કે :

"૩ (ત્રીજી) રજબ (હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહના ઈન્તિકાલ)ની રાતે મેં ખ્વાબમાં જોયું કે :

- કિયામત થઈ ગઈ છે અને દુનિયા (લોકો) હિસાબ (આપવામાં) ડૂબેલા છે.
- તમારા વાલિદ બુઝુર્ગવાર (મુહમ્મદ ફઝલુલ્લાહ) અલ્લાહ તઆલાની સામે હાથ જોડીને ઊભા છે.
- એ દરમિયાન હુકમ થાય છે અને એવું માલૂમ થાય છે કે આપ (મુહમ્મદ ફઝલુલ્લાહ) પોતાના તમામ મુખ્લિસો (મુરીદો)ને જન્નતમાં મોકલવા માટે (અલ્લાહ તઆલાથી) સિફારિશ (ભલામણ) કરી રહ્યા છે કે તેમને પણ એમની સાથે જન્નતમાં દાખલ થવાની ઈજાઝત થાય. તો આપ (મુહમ્મદ ફઝલુલ્લાહ) પોતાના અહબાબના સમૂહની સાથે રોઝએ રિઝવાનમાં દાખલ થયા.
- ત્યાં ઓરતોનો પણ સમૂહ હતો.
- ત્યાં મારા સાથીઓ પણ હતા જેમણે શરૂઆતથી સુલૂકના અંત સુધી એક જગાએ ઝિન્દગી વિતાવી હતી.
- મેં (અલ્લાહ તઆલાથી) એ પણ અરજ કરી કે :

"યા ઈલાહી ! તે (મુહમ્મદ ફઝલુલ્લાહ) મારા ખલીલ (મિત્ર) હતા. તેમના પર આપે નવાઝિશ કરી છે. હું પણ તારા ફઝલ અને કરમનો ઉમ્મીદવાર છું."

- તો હુકમ થયો કે :

  "હજુ તારો વખત નથી આવ્યો (કારણ કે તું હજુ દુનિયામાં હયાત છે.) પરંતુ તમે તમારા આ રફીક (દોસ્ત) (મુહમ્મદ ફઝલુલ્લાહ)નો જન્નતમાં મંઝર જોવા માટે જઈ શકો છો."

  એટલે અલ્લાહ તઆલાના હુકમથી મને પણ જન્નતમાં દાખલ કરી દેવામાં આવ્યો.

- મેં તેમને (શયખ મુહમ્મદ ફઝલુલ્લાહને)જન્નતમાં એક આલીશાન ફર્શ અને બુલંદ મસનદ પર સંપૂર્ણ આનંદની સાથે બેઠેલા જોયા.
- મેં ત્યાં એક હોઝ પણ જોયો. તેમાં ફૂવારો પણ ચાલતો હતો.
- જયારે હું હોઝની નજીક ગયો તો તેનો એક છાંટો મારી ટાંગ (પગ)ના ઉપરના ભાગે પડયો.
- એ એક છાંટાની લિઝઝત આખા બદનમાં પ્રસરી ગઈ ! જાણે આ હાલત જન્નતની ખાસિયત છે. એની લિઝઝત પૂરા બદનને મેહસૂસ થઈ !
- ટૂંકમાં આજે (શયખ મુહમ્મદ ફઝલુલ્લાહના તાબૂતને સરહિન્દ શરીફમાં દફન કરવાના દિવસે) ૨૮ (અઠ્ઠાવીસ) દિવસો વીતી ગયા છે પરંતુ (જન્નતના હોઝના પાણીના) એ કતરા (છાંટા)ની લિઝઝત આખા બદનમાં પ્રસરી ગઈ હતી તે હજુ મોજૂદ છે.

  અને બદનના જે ભાગ પર એ છાંટો પડયો હતો તે ભાગ નૂરાની (પ્રકાશિત) અને સુર્ખ (રાતો) થઈ ગયો છે !

  જો એ ભાગ સતર (શરીરને છુપાવવાનો ભાગ) ન હોતે તો હું તમને બતાવતે.

- હું જયારે સવારે ઉઠયો ત્યારે મારા ફરઝંદોને આ બનાવ કહ્યો. અને તેમનાથી આ (ખ્વાબ)ની સ્પષ્ટ તાબીર કહી અને મેં ચાહ્યું કે તમને પણ જન્નતની બશારત સંભળાવી દઉં."

● 'મકામાતે માસૂમી'ના લેખક હઝરત સફર અહમદે આગળ લખ્યું છે કે:

હઝરત વહદતના સાહબઝાદહ અબૂ હનીફ સાથે એક વખતે હું (સફર અહમદ) દિલ્હીની સફર કરી રહ્યો હતો ત્યારે રસ્તામાં મેં તેમને ઉપરનો બનાવ કહી સંભળાવ્યો તો તેમણે તત્કાલ તસદીક કરી કે : ખરેખર, જે દિવસે (વાલિદ સાહબે) આ ખ્વાબ જોયો હતો તે જ દિવસે અમને આપે એ બનાવ કહી સંભળાવ્યો હતો.

['મકામાતે માસૂમી' (ઉર્દૂ) ૨ / ૫૦૪, ૫૩૮, ૫૩૯]

### [૨] હઝરત 'વહદત'ના હાથે મરેલા મચ્છરની રૂહ સાથે એમનો વાર્તાલાપ

એક દિવસે હઝરત વહદત પોતાના મકાન 'કાશાનાએ ફયઝ'માં બેસીને પોતાની ઔલાદની સામે કંઈક ઈરશાદાત ફરમાવી રહ્યા હતા.

તેમના (સાંભળનારાઓના) દિલ આ ઈરશાદાતથી લબરેઝ થઈ રહ્યા હતા.

અચાનક આપનો (હઝરત વહદતનો) હાથ એમની પેશાની પર લાગ્યો તો આપ અચાનક ખામોશ થઈ ગયા અને પોતાની આંખો પણ બંધ કરી લીધી.

એક પળ પછી આંખો ખોલીને ફરી પાછા ઈરશાદાત ફરમાવવા લાગ્યા.

હાજરજનોએ આપની ખામોશીનું કારણ પૂછ્યું તો ફરમાવ્યું કે :

"એક મચ્છર મારી પેશાની પર બેઠું હતું. હજુ તેણે (મને) ડંખ માર્યો ન હતો. મેં મારી પેશાની ઉપર મારો હાથ માર્યો એટલે તે બીચારું મરી ગયું."

મચ્છરની રૂહ મારી સામે હાજર થઈ અને મારા પર તેના

ખૂનનો આરોપ મૂકયો કે મને નાહક મારી નાંખવામાં આવ્યો છે !

એક પળ માટે હું હેરતમાં રહ્યો.

તત્કાલ ગયબથી એનો જવાબ મારા દિલમાં ઈલ્કા થયો.

મેં તેને (મચ્છરની રૂહને) કહ્યું કે :

"મૂઝી (ઈઝા પહોંચાડે તેવા જીવ, જંતુ, પ્રાણી વગેરે)ને તેના ઈઝા પહોંચાડવાથી પહેલાં મારી નાંખવું વાજિબ છે."

મારો જવાબ સાંભળીને તે લા જવાબ થઈ ગયું અને તત્કાલ મારી સામેથી ખસી ગયું. ['મકામાતે માસૂમી' (ઉર્દૂ) ૨ / ૫૪૦]

### [૩] હઝરત સફર અહમદે હઝરત વહદત અને હઝરત ઉર્વતુલ વુસકાને ખ્વાબમાં હમશકલ (સમરૂપ) જોયા

ઉર્વતુલ વુસકા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના નવાસા હઝરત સફર અહમદ ફરમાવે છે કે :

હઝરત વહદતની ઉંમરના આખરી હિસ્સામાં એક દિવસ મેં (મારા નાના) હઝરત ખ્વાજા (મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ)ને ખ્વાબમાં હઝરત વહદતની સૂરતમાં જોયા ! અહીં સુધી કે ઘણાં વધારે હમશકલ (સમરૂપ) હોવાના કારણે એક હમરાહીએ કહ્યું કે :

"આ તો શયખ અબ્દુલ અહદ (વહદત) છે."

મેં તેને કહ્યું કે :

"ના, આ તો હઝરત ખ્વાજા (મુહમ્મદ માસૂમ) છે."

મેં એ અઝીઝની વાત માની નહીં.

આખરે મેં કહ્યું કે :

"હઝરત વહદતને પૂછી લેજો, હું પણ પૂછી લઈશ."

(અમારી મૂંઝવણ દૂર કરવા) મારા નાના જાન રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"મારું નામ શયખ મુહમ્મદ માસૂમ છે."

સવારે એ અઝીઝે હમશકલ હોવાના ખ્વાબની ખૂશખબરી હઝરત વહદત કુદ્દિસ સિર્રુહૂને કહી અને આપની (હઝરત વહદતની) ખૂશનૂદી હાસિલ કરી.

થોડાં દિવસ પછી મારી હઝરત વહદતની સાથે મુલાકાત થઈ તો આપે કમાલ દરજાની ખૂશી જાહેર ફરમાવી અને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કર્યો અને મને ફરમાવ્યું કે :

"તમે મારા હકમાં ઘણી મહાન બશારત લાવ્યા છો."

['મકામાતે માસૂમી' (ઉર્દૂ) ૨ / ૫૪૦, ૫૪૧]

### [૪] એક અજાણ્યા શખ્સનું નામ આપે કશ્ફથી જાણીને બતાવી દીધું

એક દિવસે એક મુન્કિર (આપની બુઝુર્ગીનો ઈનકાર કરનાર શખ્સ) હઝરત વહદતની સવારીની સાથે હતો. એટલામાં હિન્દૂઓના એક સાધુ (ગુરુ) સાથે જુલૂસ ત્યાંથી જઈ રહ્યું હતું.

પેલા મુન્કિરે હઝરત વહદતની બુઝુર્ગીની કસોટી કરવા માટે આપને પૂછ્યું કે :

"આ સાધુનું નામ શું છે ? "

આપે ફરમાવ્યું કે :

"બામા."

જ્યારે એ મુન્કિર પેલા જુલૂસ તરફ સાધુના નામની તપાસ કરવા માટે જવા લાગ્યો તો હઝરત વહદતે તેને પાછો બોલાવીને ફરમાવ્યું કે :

"એનું નામ 'બામા' નહિ પરંતુ'રામા' છે."

જયારે તે મુન્કિરે જુલૂસ પાસે જઈને લોકોને સાધુનું નામ પૂછયું તો પહેલાં તેમણે કહ્યું કે :

"એનું નામ 'બામા' છે."

જયારે પૂછીને પરત આવી રહ્યો હતો ત્યારે લોકોએ તેને બુમ પાડીને પાછો બોલાવ્યો અને તેને કહ્યું કે :

"એને 'બામા' નહિ પરંતુ 'રામા' કહે છે."

આ બનાવથી તે મુન્કિર હઝરત વહદતનો મુઅતકિદ (અકીદતમંદ) બની ગયો. ['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૪૮૦]

## [૫] શીખોના સરહિન્દ શરીફ પરના હુમલાની માહિતી આપે બે-ત્રણ મહિના પહેલાં આપી દીધી હતી

શીખોના સરહિન્દ શરીફ પર હુમલો કરવાના કાવતરાનો કશ્ફ હઝરત વહદતને બે-ત્રણ મહિના પહેલાં થઈ ગયો હતો અને તેની જાણ આપે ત્યાંના લોકોને પણ કરી હતી અને તે પછી પોતે સરહિન્દ શરીફથી હિજરત કરીને દિલ્હી આવીને ઈન્તિકાલ સુધી અહીં જ રહ્યા હતા. ['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું નંબર : ૪૮૧]

## [૬] મુરીદના દિલની ઈચ્છા કશ્ફથી જાણી લીધી

હઝરત વહદતના એક મુરીદ ખ્વાજા મુહમ્મદ મુહસિન બયાન કરે છે કે :

એક વખતે હઝરત (વહદત)ની પાસે હદિયહ તરીકે ઘણાં તરબૂઝ આવ્યા. એમાં એક તરબૂઝ ઘણું મોટું હતું.

મારા દિલમાં ઈચ્છા થઈ કે આ મોટું તરબૂઝ હઝરત મને ઈનાયત ફરમાવે તો બેહતર છે.

તરબૂઝ વહેંચતી વખતે હઝરત (વહદત)એ મુસ્કુરાઈને એ જ તરબૂઝ મને ઈનાયત ફરમાવ્યું.

હું દિલમાં શરમાઈ ગયો અને મારા આવા વિચાર બદલ પસ્તાવો થયો. ['જવાહિરે ઉલૂવિય્યહ' (ઉર્દૂ અનુવાદ) પાનું નંબર : ૧૦૭, ૧૦૮]

### [૭] ખ્વાબમાં અલ્લાહ તઆલાના દીદાર

[હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુએ] ફરમાવ્યું કે :

"એક રાતે મેં ખ્વાબમાં અલ્લાહ તઆલાના દીદાર કર્યા. હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામને પણ ત્યાં હાજર જોયા. હું પોતે પણ ત્યાં ખૂબ જ નજીક ઊભો હતો.

અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામને કેટલીક વાતો ફરમાવી. તેમાંથી બે વાતો મને યાદ છે :

એક : અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે :

"બધાં મારી રઝાના તલબગાર છે અને હું મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની રઝાનો તલબગાર છું."

બીજું : "મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમને મગફિરતના જુદા જુદા પ્રકારો તમારા મારફતે પહોંચાડી દીધાં છે."

### [૮] હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ માટે હાથ ઉઠાવ્યા

[હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુએ] ફરમાવ્યું કે :

એક દિવસે ખત્મે ખ્વાજગાન પઢાતો હતો. મેં બારગાહે અર્શે જાહ હઝરત રિસાલતે પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ તરફ મારું ધ્યાન કેન્દ્રિત કર્યું.

(મેં અરજ કરી કે,)

“યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ !

(આપ) તવજ્જુહ ફરમાવો કે મારું આ કામ થઈ જાય !”

મેં જોયું કે :

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે પોતાના બન્ને મુબારક હાથો દુઆના માટે ઉઠાવ્યા.

### [૯] આપના મુકતદીઓની મગફિરતનું એલાન

નકલ છે કે :

એક દિવસ હઝરતે (શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ) ઈમારત કરીને મગરિબની નમાઝ પઢાવી.

નમાઝ બાદ આપે ફરમાવ્યું કે :

“મને ઈલહામ થયો કે જેણે તારી પાછળ નમાઝ પઢી તેને બખ્શવામાં આવશે.”

### [૧૦] આપના ઝિક્રના હલકામાં બેસનારની મગફિરતની ખૂશખબરી

[હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ] એક દિવસ (ઝિક્રના) હલકા બાદ ફરમાવ્યું કે :

“મને (અલ્લાહ તરફથી) ઈલહામ થયો છે કે જે કોઈ આ હલકામાં બેઠો હતો તે મગફૂર છે (તેની મગફિરત કરી દીધી).”

### [૧૧] એક શખ્સને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની પાસે લઈ ગયા

એક દિવસે ઈશાની નમાઝથી પહેલાં એક શખ્સે હઝરત [શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ]ને અરજ કરી કે :

"આપ જનાબ હઝરત સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વસ્સલામની તરફ ધ્યાન કેન્દ્રિત કરી (પૂછો કે) :

"શું આ ફકીરના (મારા) વિષે કંઈ ખાસ ઈનાયત છે કે નથી ? "

ઈશાની નમાઝ બાદ હઝરતે પેલા શખ્સને ફરમાવ્યું કે :

"જયારે મેં ધ્યાન કેન્દ્રિત કર્યું ત્યારે માશૂકે ઈલાહી (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) લા યઝાલી (અલ્લાહ તઆલા)ની દરગાહના જમાલમાં એવા ગર્ક (ડૂબેલા) હતા કે મારી તરફ ધ્યાન કર્યું નહીં.

ઘણાં (લાંબા) સમય પછી આપે મારી તરફ જોયું. એટલે હું તને હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની ખિદમતમાં લઈ ગયો.

આપે પોતાનો મુબારક હાથ તારા માથા પર ફેરવ્યો બલકે થોડો સમય રાખી મૂકયો."

એ વખતે પેલા શખ્સે તસદીક કરી (સમર્થન કર્યું) કે, બેશક એ સમયે મારા પર અજીબ અને ગરીબ કૈફિયત છવાયેલી હતી.

### [૧૨] હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે આપને એકાંતવાસની મનાઈ ફરમાવી

એક વખતે આપે (હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ) ઈરાદો કર્યો કે ગોશાનશીની (એકાંતવાસ) અપનાવે. અને લોકોની આવ–જા અટકાવી દે.

એ જ અરસામાં એક રાતે આપના ભાઈ શયખ સઅદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ ખ્વાબમાં જોયું કે :

- બારગાહે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ

અસહાબિહી વ સલ્લમ કાઈમ છે.

● ત્યાં એક શખ્સે અરજ કરી કે :

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ !

'ગુલ' (શયખ અબ્દુલ અહદ) ચાહે છે કે, (ગોશાનશીની, એકાંતવાસ કરીને) ઝિન્દગીને બંધિયાર (મર્યાદિત) બનાવી દે.

એ બાબતમાં (આપનો) શું હુકમ છે ? "

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે ફરમાવ્યું કે :

"ગુલ (શયખ અબ્દુલ અહદ)ને કહી દો કે ગોશાનશીની મોકૂફ કરી દે, કારણ કે અમે આલમ (આખી દુનિયા)ના કામોને એમને સોંપ્યા છે."

આ ખ્વાબ સાંભળીને હઝરત (શયખ અબ્દુલ અહદ) પોતે રિસાલતે પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની બારગાહ તરફ મુતવજ્જિહ (ધ્યાનિત) થયા.

આપને એવું માલૂમ થયું કે :

ગોશાનશીની (એકાંતવાસ) અને લોકોને તલકીન કરવાનું છોડી દેવું આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની મુબારક મરઝીના ખિલાફ છે.

## [૧૩] મુરીદના બદનમાંથી હરામ ખોરાકની બદબૂ (દુર્ગંધ) આવી

એક વખતે આપનો (હઝરત શયખ અબ્દુલ અહદનો) મુરીદ આપની ખિદમતમાં હાજર થયો.

આપે તેને ફરમાવ્યું કે :

"તારા શરીરમાંથી બદબૂ આવે છે. કદાચ તેં હરામ ખોરાક

ખાધો છે.''

પેલા મુરીદે અરજ કરી કે :

**''અઊઝુ બિલ્લાહિ મિનલ હરામ.**

(હરામથી અલ્લાહ તઆલાની પનાહ).

પરંતુ એક શખ્સની સાથે એક દુનિયાદારના ઘરે દાવતમાં ગયો હતો. તેની સાથે તેના કેટલાક લુકમા મેં ખાધા.

ખાવામાં દહીં વગેરે પણ હતું. અને તે કદાચ હરામ માલ હતો.

આ (દુર્ગંધ, બદબૂ) તેની અસરથી હશે.''

આપે (હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુએ) તેના પર કમાલે ઈનાયત ફરમાવી અને હુકમ આપ્યો કે ત્રણ રોઝા રાખ ! તે પછી મારી પાસે તવજજુહના માટે આવજો ! ''

**[૧૪] જાહેરી અને બાતિની ફુતૂહાત (નવાઝિશો)**

એક દિવસ હઝરત શયખ અબ્દુલ અહદ (રહ.) ફરમાવ્યું કે :

''અલ્લાહ તઆલાએ અપાર મહેરબાનીથી આ અહકરને (મને) રઝાના ખિલઅત (પોષાક)થી સરફરાઝ ફરમાવ્યો.

અને જાહેરી ફુતૂહાત (નવાઝિશ) આ જાહેર થઈ કે, શાહઝાદી ઝૈબુન્નિસા (બાદશાહ ઔરંગઝૈબ આલમગીરની સાહબઝાદી)એ તદન અણ ધારેલી રીતે ૫૦૦૦ (પાંચ હઝાર) રૂપિયા ખાનકાહના માટે મોકલ્યા.''

[વાચકો ખાસ ધ્યાનમાં રાખે કે આજે ૧૯ મી ઓગષ્ટ, ૨૦૧૭ ના દિવસે આ બનાવ મેં લખ્યો છે ત્યારે શાહઝાદી ઝૈબુન્નિસાના એ પાંચ હઝાર રૂપિયાનું મૂલ્ય પાંચ કરોડ રૂપિયા કરતાં પણ કદાચ વધારે થાય. – **અબ્દુલકાદિર ફાતીવાલા]**

## [૧૫] ભાઈની શાદી પહેલાં જ તેના ફરઝંદોની સંખ્યા અને નામો જણાવી દીધા

હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના એક ભાઈની હજુ શાદી પણ થઈ ન હતી, ત્યારે આપે ફરમાવ્યું કે :

"મારા ભાઈને બે ફરઝંદ પેદા થશે.

તેમની શકલ આવી આવી હશે."

અને ખરેખર એ ભાઈની શાદી થવા બાદ, બે ફરઝંદ એવી જ સૂરતના પેદા થયા અને તેમના નામો પણ આપે બતાવેલા નામો જ રાખવામાં આવ્યા.

## [૧૬] ફરઝંદ પેદા થવાની બશારત આપતી વખતે તેની શકલ અને સૂરત પણ બતાવી દેતા

જો કોઈ શખ્સ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને, તેના ઘરે ફરઝંદ પેદા થવાની દુઆ કરવા માટે ગુઝારિશ કરતો અને જો આપ તેને ફરઝંદ પેદા થવાની બશારત આપતા તો સાથે જ પેદા થનાર તે ફરઝંદની શકલ અને સૂરત પણ બતાવી દેતા હતા અને ખરેખર તે ફરઝંદ તેવી જ શકલ અને સૂરતનો પેદા થતો હતો.

## [૧૭] હાકિમના કુસૂરને બાદશાહ કયા દિવસે અને કયા સમયે માફ કરશે તે આપે અગાઉથી બતાવી દીધું

એક વખતે સરહિન્દ શરીફના હાકિમે લોકો પર ઝુલમ કરવા માંડયો.

હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ હાકિમના આ વર્તનથી ખૂબ નારાઝ થયા.

તે જ હફતામાં તે બાદશાહના ગઝબ અને ગુસ્સાનો શિકાર થયો.

તે હાકિમ હઝરતની ખિદમતમાં હાજર થયો અને પોતાના કામોથી તવબહ કરી.

હઝરતે તેને ફરમાવ્યું કે :

"ફલાણાં દિવસે બાદશાહ તારો કુસૂર માફ કરી દેશે."

અને ખરેખર, આપે બતાવેલા દિવસે અને સમયે બાદશાહે તેનો કુસૂર માફ કરી દીધો અને તેને મનસબ (ઊંચો હોદો) અને ખિલઅત (પોષાક) વડે સન્માનિત કર્યો.

એ હાકિમે એક બાગ (ફળોની વાડી) હઝરતને ભેટ આપ્યો પરંતુ હઝરતે લેવાથી ઈનકાર કરી દીધો કારણ કે એ બાગ હાકિમે ઝુલમથી મેળવ્યાની સંભાવના હતી.

## [૧૮] આપના ફરમાવવાથી સૂરજ અસ્ત થતો અટકી ગયો

એક દિવસ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ કેટલાક મુરીદો સાથે સફરમાં હતા.

મંઝિલ પર પહોંચ્યા ત્યારે અસરની નમાઝનો સમય પૂરો થવાની નજીક હતો.

જેમનું વુઝૂ હતું તે બધાંએ અસરની નમાઝ ઈત્મીનાનથી અદા કરી લીધી.

એક દુરવેશનું વુઝૂ ન હતું. તે અસરની નમાઝના માટે ખૂબ જ બેચેન થઈ ગયો, કારણ કે સૂરજ અસ્ત થવાની તૈયારીમાં હતો.

હઝરતે ફરમાવ્યું કે :

"જયાં સુધી એ (દુરવેશ) નમાઝ પઢી લે, ખુદા કરે કે સૂરજ અસ્ત ન થાય."

અને ખરેખર એવું જ થયું.

જયારે પેલા દુરવેશે અસરની નમાઝની સલામ ફેરવી ત્યારે સૂરજ અસ્ત થયો !

## [૧૯] હઝરતને અશોભનિય શબ્દો કહેનાર ઓરત ગઝબે ઈલાહીથી મરણ પામી

એક ઓરતે હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને અશોભનિય શબ્દો કહ્યા.

હઝરતે સાંભળીને સબ્ર કર્યો.

તે પછી આપને (કશ્ફથી) માલૂમ થયું કે ગઝબે ઈલાહી ઈન્તિકામના માટે હરકતમાં આવી છે.

ત્યાં જે લોકો હાજર હતા તેમાંથી એક શખ્સને ફરમાવ્યું કે :

"એ ઓરતને તમાચો મારો !"

પેલા શખ્સે શરમ અને સંકોચ તેમજ મુંઝવણના કારણે હઝરતના હુકમનું પાલન કરવામાં થોડું મોડું કર્યું.

એ દરમિયાન પેલી ઓરત નીચે ઢળી પડી અને મરણ પામી.

હઝરતે પેલા શખ્સને ફરમાવ્યું કે :

"આ ઓરતનું ખૂન તારી ગરદન પર થયું. જો તું તેને તમાચો મારતે તો એ ઓરત અલ્લાહના ઈન્તિકામથી બચી જતે."

[નંબર : ૭ થી ૧૯ સુધીના બનાવો :

હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હસન સાહબ રહિમહુલ્લાહુ નકશબંદી, મુજદ્દિદીની લખેલી મશહૂર કિતાબ : 'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ, મુજદ્દિદિય્યહ' (રહ.)ના પાના નંબર : ૨૭૯ થી ૨૮૨ માંથી લેવામાં આવ્યા છે.]

# 10 હઝરત વહદતની ઔલાદ

## ચાર સાહબઝાદાઓના નામો

હઝરત શયખ અબ્દુલ અહદ વહદત રહમતુલ્લાહિ અલયહિના ચાર સાહબઝાદહ હતા જેમના નામો નીચે પ્રમાણે છે :

[૧] હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ
[૨] હઝરત શયખ મુહમ્મદ તકી રહમતુલ્લાહિ અલયહિ
[૩] હઝરત શયખ મુહમ્મદ જવ્વાદ રહમતુલ્લાહિ અલયહિ
[૪] હઝરત શયખ મુહમ્મદ નૂરુલ હક રહમતુલ્લાહિ અલયહિ

## ત્રણ સાહબઝાદીઓનો પરિચય

હઝરત વહદતની ત્રણ સાહબઝાદીઓ હતી જેમના નામો અને ટૂંકો પરિચય નીચે પ્રમાણે છે :

### (૧) સિદ્દીકા

એના નિકાહ શયખ મુહમ્મદ યહ્યાના સાહબઝાદહ શયખ ફકીરુલ્લાહ (હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર) સાથે થયા હતા.

### (૨) ઈત્રે ગુલ ખાનમ

એના નિકાહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદના સાહબઝાદહ મુહમ્મદ યાકૂબના સાહબઝાદહ શયખ ઈસ્મતુલ્લાહ (હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુના પૌત્ર) સાથે થયા હતા.

### (૩) આફતાબ ખાનમ

એની શાદી સય્યિદ અહલુલ્લાહ સાથે થઈ હતી.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાના નંબર : ૪૮૫, ૪૮૬]

## સાહબઝાદાઓનો પરિચય

### પ્રથમ સાહબઝાદહ હઝરત શૈખ મુહમ્મદ અબૂ હનીફ (રહ.)

આપનું મુબારક નામ અમારા પીરો મુરશિદ હઝરત શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી દામત બરકાતુહુમના શજરએ તય્યિબહમાં આવતું હોવાથી આપનું જીવનચરિત્ર અલગ ત્રીજા વિભાગમાં લખવામાં આવશે. (ઈન્શા અલ્લાહ).

### બીજા સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ તકી રહમતુલ્લાહિ અલયહિ હિન્દુસ્તાનના કુતુબ હતા

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ અને જાનશીન હઝરત હુજજતુલ્લાહ મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિ પોતાના સમયના ત્રીજા કય્યૂમ હતા.
- હઝરત શૈખ મુહમ્મદ તકી (રહ.) હઝરત હુજજતુલ્લાહના મુરીદ હતા.
- બાતિની સુલૂક પણ એમની ખિદમતમાં રહીને મુકમ્મલ ફરમાવ્યો હતો.
- હઝરત હુજજતુલ્લાહ રહિમહુલ્લાહુએ હઝરત શયખ મુહમ્મદ તકીને હિન્દુસ્તાનની કુતુબિયતની બશારત (ખૂશખબરી) આપી હતી.
- આપ મુજદ્દિદી તરીકા પર અટલ અને શરીઅત તથા તરીકતના ખૂબ પાબંદ હતા.

### આપ ખૂબ ઊંચી કક્ષાના શાઈર (કવિ) હતા

- હઝરત શયખ મુહમ્મદ તકી રહમતુલ્લાહિ અલયહિ પોતાના વાલિદ હઝરત વહદતની જેમ ખૂબ ઊંચી કક્ષાના શાઈર (કવિ) પણ હતા.
- શાઈરી (કવિતા)ના સમીક્ષકો તો આપની શાઈરીને આપના વાલિદ ‘વહદત’ની શાઈરી કરતા પણ ચઢિયાતી જણાવે છે.
- આધાર પાત્ર રિવાયતો પ્રમાણે હઝરત શયખ મુહમ્મદ તકીના પીરો

મુરશિદ હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ પણ એમના અશઆરને એમના વાલિદના અશઆર કરતા ચઢિયાતા કહ્યા છે.

## બાદશાહના સંતોષ માટે આપે તત્કાલ કહેલો શેર

- એક દિવસે શયખ મુહમ્મદ તકી રહિમહુલ્લાહુ બાદશાહની પાસે ગયા.
- જેમાં હીરા અને યાકૂત ટાંકેલા હતા એવો સોનેરી કીમતી લિબાસ પહેરીને બાદશાહ બેઠો હતો.
- શેખ મુહમ્મદ તકીને જોઈને બાદશાહ ડરી ગયો અને કહેવા લાગ્યો કે : "હું આ બલા (આફત) પહેરીને બેઠો છું. ન જાણે કિયામતમાં મારી સાથે શું સુલૂક (વર્તન) કરવામાં આવશે !"

શયખ મુહમ્મદ તકીએ તત્કાલ આ શેર કહ્યો :

**મુલવ્વસ કે કુનદ અસબાબે દુનિયા અહલે ઈરફાન રા,**

**કુજા આલૂદહ સાઝદ આબેઝર દામાને કુરઆન રા.**

**ભાવાર્થ :**

દુનિયાના અસબાબથી અહલે ઈરફાન (અલ્લાહવાળાઓ)ના દિલ ગંદા અને નાપાક થતા નથી;
જેવી રીતે સોનાના પાણી વડે કુરઆન શરીફ લખવાથી તે નાપાક કે ગંદુ થતું નથી.

- આપનો શેર સાંભળીને બાદશાહ ઘણો ખૂશ થયો.

## શયખ મુહમ્મદ તકીના નિકાહ અને ઔલાદ

- હઝરત શયખ મુહમ્મદ તકીના નિકાહ આપના પીર હઝરત હુજ્જતુલ્લાહ મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિની દુખતરે નેક અખતર (સાહબઝાદી) સાથે થયા હતા.
- આપના બે સાહબઝાદાઓ અને ચાર સાહબઝાદીઓ હતી જેમનો ટૂંકો પરિચય નીચે પ્રમાણે છે :

## મુહમ્મદ અઝહરુદ્દીન

- આપ શયખ મુહમ્મદ તકીના મોટા સાહબઝાદહ છે.
- આપ ઘણી ઉચ્ચ કાબિલિયત ધરાવતા હતા.
- આપની કાબિલિયત જોઈને બાદશાહે તેમને પોતાના અમીર અને સલાહકાર બનાવ્યા હતા.
- બાદશાહ ઔરંગઝૈબે એમને નવાબનો ખિતાબ આપ્યો હતો.

## મુહમ્મદ અઝહરુદ્દીનની શાદી અને ઔલાદ

- એમની શાદી મશહૂર આલમગીરી સરદાર નવાબ હમીદુદ્દીનની બેટી સાથે થઈ હતી.
- શાદી પછી શયખ અઝહરુદ્દીનને 'મુબારક જંગ બહાદુર'નો ખિતાબ અને ૧૫૦૦ (પંદરસો) સૈનિકોના સેનાપતિનો હોદ્દો મળ્યો.
- મુહમ્મદ અઝહરુદ્દીનના પુત્રો પણ બાદશાહને ત્યાં હોદ્દા ધરાવતા હતા.
- મુહમ્મદ અઝહરુદ્દીનની એક પુત્રીની શાદી શાહ મુહમ્મદ પારસાના પુત્ર ફયઝ સાથે થઈ હતી.

## હઝરત ઝહૂરલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ શયખ મુહમ્મદ તકીના બીજા પુત્ર હતા.
- આપ મજઝૂબ હતા.
- આપની ઔલાદ ન હતી.

## શયખ મુહમ્મદ તકીની ચાર પુત્રીઓ

(૧) ખદીજા બેગમની શાદી હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુના સાહબઝાદહ મુહમ્મદ યહ્યાના પૌત્ર શાહ અહમદ સાથે થઈ હતી.

(૨) લાડલી બેગમની શાદી હઝરત મુરવ્વિજુશ શરીઅત મુહમ્મદ ઉબયદુલ્લાહના પૌત્ર શયખુલ ઈસ્લામની સાથે થઈ હતી.

(૩) પ્યારી બેગમની શાદી શાહ મુહમ્મદ પારસા સાથે થઈ હતી.
(૪) ઔલિયા બેગમની શાદી શયખ મુહમ્મદ યાકૂબના પૌત્ર મીર ઈલાહી સાથે થઈ હતી.

## હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુના ત્રીજા ફરઝંદ હઝરત શયખ મુહમ્મદ જવ્વાદ રહમતુલ્લાહિ અલયહિ

- આપ ખૂબ સાલિહ, મુત્તકી અને પરહેઝગાર હતા.
- આપ ત્રીજા કય્યૂમ, હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા.
- આપ પોતાના વાલિદ હઝરત શયખ અબ્દુલ અહદની સાથે હજની સફરે ગયા હતા ત્યારે હરમયન શરીફયનમાં આપનો ઈન્તિકાલ થયો હતો અને ત્યાં જ દફન થયા હતા.
- આપની ઔલાદમાં :

  એક જ પુત્ર શયખ મુહમ્મદ અનવારુલ્લાહ અને
  એક જ પુત્રી બીબી રાશિદહ હતા.

## હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના ચોથા ફરઝંદ હઝરત શયખ નૂરુલ હક રહિમહુલ્લાહ

- આપ ખૂબ જ સાલિહ, નેક અને કાબિલ મર્દ હતા.
- આપ કાઝી અને હકીમ તરીકે મશહૂર હતા.
- તબીબી વિદ્યામાં આપ ખૂબ નિષ્ણાત હતા.
- આપની કાબિલિયત અને ખૂબ ઊંચી કક્ષાના જાહેરી ઈલ્મના કારણે બાદશાહે આપને લશકરના આલા કાઝી બનાવ્યા હતા.

### આપની ઔલાદ

- શયખ નૂરુલ હકના છ (૬) ફરઝંદો હતા :

[૧]શયખ ઝિયાઉલ હક [૨]શયખ અઝીઝુલ હક
[૩]શયખ સઈદુલ હક [૪]શયખ સનાઉલ હક
[૫]શયખ જમીલુલ હક [૬]શયખ અતાઉલ હક

- શયખ નૂરુલ હકની બે સાહબઝાદીઓ હતી :

(૧) બીબી ખાનમી (૨) બીબી સાલિહા

## 11 હઝરત શેખ અબ્દુલ અહદ 'વહદત' (રહ.)ના શાગિર્દો અને ખલીફાઓ

**મુજદ્દિદી ખાનદાને કરેલી રૂહાની અને દીની તાલીમની ખિદમતો**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના પૂર્વજોએ લોકોને રૂહાની ફયઝ પહોંચાડવાની સાથે જ દીની અને જાહેરી ઈલ્મની ઉચ્ચ તાલીમ અને તરબિયત આપવા માટે દારુલ ઉલૂમની પણ સ્થાપના કરી હતી.

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ વરસો સુધી કુરઆન શરીફ અને હદીષ શરીફનું શિક્ષણ આપ્યું. સેંકડો તાલિબાને ઈલ્મ (વિદ્યાર્થીઓ)એ આપથી ફયઝ હાસિલ કર્યો.

જાહેરી ઈલ્મથી ફારિગ થવા બાદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ પોતાના વાલિદ માજિદની નિગરાનીમાં મજકૂર દારુલ ઉલૂમમાં શિક્ષણ આપવાનું શરૂ કર્યું.

હિજરીસન ૧૦૦૭ માં આપના વાલિદ સાહબના ઈન્તિકાલ બાદ આપે પોતે તમામ જવાબદારીઓ સંભાળી લીધી અને જીવનના અંત સુધી નિભાવી.

આપના ઈન્તિકાલ બાદ આપના સાહબઝાદાઓ

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ
હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

જાહેરી, દીની શિક્ષણની એ જવાબદારીને અંજામ આપતા રહ્યા.

**સરહિન્દ શરીફ પર શીખોના હુમલાઓ પછી પણ રૂહાની અને દીની તાલીમનો ફયઝ ચાલુ રહ્યો**

હિજરીસન ૧૭૬૩ માં શીખોએ સરહિન્દ શરીફ પર હુમલો કર્યો ત્યારે સરહિન્દ શરીફના બુઝુર્ગો સરહિન્દ શરીફને છોડીને જુદા જુદા સ્થળો તરફ હિજરત કરી ગયા.

- ઘણાં લોકો દિલ્હીમાં સ્થાયી ગઈ ગયા.
- કેટલાક લોકો સિન્ધ ચાલ્યા ગયા.
- કેટલાક લોકો રામપૂર (યુ.પી.)ની રિયાસતની તરફ ચાલ્યા ગયા.

આવી પરેશાની છતાં સરહિન્દ શરીફના બુઝુર્ગોની બાતિની હિમ્મત અને મક્કમતાનો અંદાઝો એમના તાલીમી કારનામાઓથી થાય છે.

તેઓ જયાં જયાં પહોંચ્યા ત્યાં તાલીમી દર્સગાહોની સ્થાપના કરીને એના પ્રચાર અને પ્રસારમાં મશગૂલ રહ્યા.

**હઝરત વહદતના ત્રણ મહાન શાગિર્દો**

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ આ પ્રવૃત્તિમાં મહત્ત્વનું કામ કર્યું.
- હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત'ના એક પ્રખ્યાત શાગિર્દ

હઝરત મુલ્લા મુહમ્મદ અફઝલ સિયાલકોટી હતા.

- સિયાલકોટ (પંજાબ)માં મુલ્લા અબ્દુલ હકીમ સિયાલકોટીની ખાલી મસનદને આપે શોભાવી.
- એમાં આપે દર્સ–તદરીસ (તાલીમ)નું કામ શરૂ કર્યું.
- ત્યાં આપની પાસે ત્રણ મહાન ઈતિહાસ પ્રસિદ્ધ બુઝુર્ગોએ આપના શાગિર્દો તરીકે શિક્ષણ મેળવ્યું :

(૧) હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહ
(૩) હઝરત શયખ અલી ગદા રહમતુલ્લાહિ અલયહિ

['જહાંને ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ' : ૨ / ૨૮૮]

## હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિની આપબીતી

મહાન આલિમ અને આરિફ હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર કિતાબ 'શિફાઉલ અલીલ'માં લખ્યું છે કે :

બન્દએ ઝઈફ વલીયુલ્લાહે (નકશબંદી) તરીકો :

- મારા વાલિદ શયખ અબ્દુર્રહીમથી,
- તેમણે સય્યિદ અબ્દુલ્લાહ (હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ)થી,
- તેમણે શયખ આદમ બિન્નોરીથી,
- તેમણે શયખ અહમદ સરહિન્દીથી,
- તેમણે પોતાના વાલિદ શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુથી,
- તેમણે શાહ કમાલ (કેથલી)થી (હાસિલ કર્યો.)

['શિફાઉલ અલીલ'નો ઉર્દૂ અનુવાદ
'કવલુલ જમીલ' પાના નંબર : ૧૨૨]

એ જ કિતાબમાં આપે લખ્યું છે કે :

'મિશકાતુલ મસાબીહ' અને 'સહીહ બુખારી' વગેરે સિહાહ સિત્તહની ઈજાઝત મુઅતમદ સાબિતુલ કૌલ (ભરોસાપાત્ર રિવાયત) પ્રમાણે મને આ બુઝુર્ગોથી મળી :

- હાજી મુહમ્મદ અફઝલે શયખ અબ્દુલ અહદ 'વહદત'થી,
- તેમણે પોતાના વાલિદ શયખ મુહમ્મદ સઈદ (ખાઝિનુર્રહમત)થી,
- તેમણે પોતાના વાલિદ શયખે તરીકત શયખ અહમદ સરહિન્દીથી.

['શિફાઉલ અલીલ'નો ઉર્દૂ અનુવાદ
'કવલુલ જમીલ' પાના નંબર : ૧૨૨]

## હઝરત વહદતના ખલીફાઓ

### [૧] હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહ

#### વતન અને નસબ (વંશ)

- સરહિન્દ શરીફથી થોડાં અંતરે સનામ નામનું ગામ છે.
- હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામના વતની હતા.
- સનામના વતની હોવાથી આપ સનામી કહેવાયા.
- આપના નસબ (વંશ)ની સાંકળ હઝરત અબૂબકર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ સુધી પહોંચે છે.

#### ખિલાફત

- આપે શરૂઆતથી લઈ અંત સુધી હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી બાતિની નિસબતને મુકમ્મલ કરી અને સુલૂકની મંઝિલો પાર કરી કામિલ થયા.
- હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

- ખિલાફતના શરફથી મુશર્રફ થવા બાદ આપ લોકોને ફયઝે ઈલાહી પહોંચાડવામાં મશગૂલ થઈ ગયા.

## આપની ઈબાદતોની વિપુલતા

- આપ વિપુલ ઝિક્ર કરનારા (કસીરુઝ ઝિકર) અને વિપુલ ઈબાદત કરનારા (કસીરુલ ઈબાદત) હતા.
- આપ અરધી રાતથી લઈ સવાર સુધી યાદે મવલામાં મશગૂલ રહેતા.
- તહજ્જુદની નમાઝમાં આપ ૬૦ વખત યાસીન શરીફ પઢતા હતા.
- બે રકાત નમાઝ અદા કરવા બાદ દરેક વખતે લાંબો સમય મુરાકિબ રહેતા.
- મોત પહેલાંની બીમારીમાં સતત છ મહિના સુધી આપને પાતળા ઝાડા થતા હતા છતાં એ હાલતમાં પણ આપ તહજ્જુદની નમાઝમાં ૩૫ (પાંત્રીસ) વખત સૂરએ યાસીન શરીફ પઢતા હતા.

## આપની ઝિક્રની વિપુલતા

હઝરત શયખ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિ :

- દરરોજ વીસ હઝાર વખત કલિમએ તય્યિબહનો ઝિક્ર કરતા હતા.
- દરરોજ એક હઝાર વખત નફી ઈસબાત હબસે નફસથી કરતા હતા.
- દરરોજ દુરૂદ શરીફનો વિપુલ વિર્દ કરતા હતા.
- દરરોજ લાંબો સમય કુરઆન શરીફની તિલાવત કરતા હતા.

## આપનો તકવો અને હરામ ખોરાકથી બચવાની સખત કાળજી

- એક વખતે સરહિન્દ શરીફનો હાકિમ ઘેટા, બકરાં, ગાય, ભેંસ વગેરે પશુઓ લૂંટીને લાવ્યો.
- હઝરત શયખ આબિદ સનામી (રહ.)એ હરામ ખોરાકથી બચવા માટે ૨૦ વરસ સુધી ગોશ્ત, દૂધ, દહીં, ઘી વગેરે ખાવાનું છોડી દીધું હતું.

- આપ જયારે દિલ્હી તશરીફ લાવતા ત્યારે પોતાની સાથે સત્તુ (અનાજનો આંટો) પોતાની સાથે લઈને આવતા અને અહીં તે જ ખાતા. એના સિવાય બીજી કોઈ ચીઝ ન ખાતા.

**નોંધ :**

- કદાચ કોઈ કસાઈ હાકિમ પાસે જાનવર ખરીદી તેનું ગોશ્ત વેચે અથવા
- પશુપાલકો (ડેરીવાળા)એ હાકિમ પાસેથી જાનવર ખરીદી તેનું દૂધ, દહીં, ઘી વેચે એવી શકયતા અને સંભાવનાના કારણે હઝરત શયખ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ વરસો સુધી ગોશ્ત, દૂધ, દહીં, ઘી વગેરે વસ્તુઓ ખાધી ન હતી જેથી અજાણ્યે પણ હરામ ખોરાક પેટમાં ન જાય !

## સનામીથી દિલ્હી હિજરત

- આપના પીર હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને સરહિન્દ શરીફ પર શીખોના હુમલાનો ઘણાં મહિના પહેલાં કશ્ફ થઈ ગયો હતો અને તેનું એલાન પણ લોકોમાં કરી દીધું હતું.
- એ એલાન ફરમાવ્યા બાદ હઝરત પોતે પોતાના પરિવારજનો સાથે સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત કરીને આવી ગયા હતા.

  એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.
- સનામ ગામ પણ સરહિન્દ શરીફથી નજીક હતું અને એ પણ શીખોના હુમલાથી બચી શકે એમ ન હતું.
- એટલે હઝરત શયખ આબિદ સનામી (રહ.) પણ પોતાના પીરની ઈત્તિબાઅમાં સનામીથી હિજરત કરીને કદાચ દિલ્હી આવી ગયા હતા.

## આપનો ઈલ્મી અને રૂહાની ફયઝ

- લગભગ ૨૦૦ (બસો) ઉલમા અને સુલહા આપના હલકામાં આવીને બેસતા હતા.

- આપની બાતિની તવજજુહાતથી એક મોટી જમાઅત ઉચ્ચ મકામો પર પહોંચી.
- અરબાબે ફના વ બકા આપની સુહબતમાં ઈસ્તિગરાક અને બેખૂદી તેમજ તહઝીબ અને અખ્લાકથી મુશર્રફ થયા.
- હદીષ શરીફનો દર્સ પૂરો થવા બાદ દરરોજ આપ કિબ્લહ તરફ ધ્યાન કેન્દ્રિત કરીને બેસી જતા હતા અને જે કોઈ ત્યાં આવતું તેના દિલ પર ઝિક્રે જમીઅત ઈલકા ફરમાવતા.
- આપના રૂહાની ફયઝના કેટલાક બનાવો નમૂના તરીકે હવે લખવામાં આવે છે.

**[૧] <u>જુમ્અહના દિવસે તમામ હાજરજનો પર તવજ્જુહ ફરમાવતા</u>**

- જુમ્અહના દિવસે મોટી સંખ્યામાં લોકો જમા થતા.
- આપ તવજજુહ ફરમાવીને બધાંના દિલોને ઝાકિર (ઝિકર કરનાર) કરી દેતા.

કોઈ આપથી અર્ઝ પણ કરતું કે :

“હઝરત ! જે લોકો પર આપ તવજજુહ ફરમાવીને તેમના દિલોને ઝાકિર કરો છો તેમને તો એની જાણ પણ થતી નથી !

તેઓ સમજી શકતા નથી કે તેમનું દિલ જે હરકત કરવા લાગ્યું છે તે ઝિક્રની હરકત છે કે ફકત બદની (શારીરિક) હરકત છે ! ”

એના જવાબમાં હઝરત ફરમાવતા કે :

“એ જાણવાની જરૂરત નથી. એ મામલો અલ્લાહ તઆલાની સાથે છે. ઈન્શા અલ્લાહુ તઆલા ઝિક્રના અનવારની બરકત તેમના ઈમાનને સલામત લઈ જશે ! અને કબરમાં એની અસર માલૂમ થઈ જશે.”

- એ જ કારણે હઝરત શૈખ આબિદ સનામી (રહ.)નું નામ આલમે ગૈબમાં ‘કાસિમે ખઝાઈનુલ્લાહ’ (અલ્લાહનો ખઝાનો વહેંચનાર) હતું.

[૨] મુર્દાઓ પણ આપથી ફયઝ માટે ગુઝારિશ કરતા

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી (રહ.) એક વખતે એક કબ્રસ્તાન પાસેથી પસાર થતા હતા ત્યારે ચાલતા ચાલતા થોભી ગયા.

હઝરતે કબ્રસ્તાન તરફ ઈશારો કરીને સાથીઓને ફરમાવ્યું કે :

"આ લોકો (મુર્દાઓ) ફયઝની દરખ્વાસ્ત કરે છે."

આપ મુર્દાઓના અહવાલની તરફ મુતવજ્જિહ થયા. તમામ કબ્રસ્તાન અનવારથી મુનવ્વર થઈ ગયું !

[૩] આપની તવજ્જુહથી નાકિસ પીર કામિલ બની ગયો

એક દિવસ આપનું એક મસ્જિદમાં જવાનું થયું. ત્યાં એક પીર પોતાના મુરીદો સાથે બેઠા હતા.

- હઝરત આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ તે પીરના દિલ તરફ નિગાહ કરી તો તેનું દિલ અનવારે મઅલ્લાહથી ખાલી જોયું.
- મશાઈખની નઝીક ફનાએ કલ્બી અને વારિદાતે વિલાયત વગર મુરીદ કરવું હરામ છે.
- હઝરતને મજકૂર નાકિસ પીરની હાલત પર દયા આવી એટલે મોડે સુધી આપ તેના દિલની તરફ મુતવજ્જિહ રહ્યા.
- આપની તવજ્જુહથી અલ્લાહ તઆલાએ તેને વિલાયતના મરતબા પર પહોંચાડી દીધો અને કામિલ બનાવી દીધો.

પગે ચાલીને હજ કરી

- આપ પગે ચાલીને હજ માટે તશરીફ લઈ ગયા.
- હરમયન શરીફયનની ઝિયારતથી મુશર્રફ થયા અને ઈલાહી તથા નબવી ઈનાયતોથી મુશર્રફ થયા.
- આપ ફરમાવતા હતા કે :

"મારા સીનાની હરકત અને સોઝે તલબ કોઈ રીતે કમ થતી ન હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈનાયતોથી તસકીન (સુકૂન) થઈ ગયું અને ત્યાં દિલનો મકસદ હાસિલ થયો."

**મદીનહ મુનવ્વરહના સખત રિયાઝત અને મુજાહદહ કરનાર એક શખ્સનો બનાવ**

- એક શખ્સ મદીનહ મુનવ્વરહમાં રિયાઝત, મુજાહદહ, નવાફિલ અને ઈબાદતો પુષ્કળ કરતો હતો.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે તેને જણાવ્યું કે આપની (હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિની) ખિદમતમાં રહીને ફયઝ મેળવો.
- તે શખ્સ આપની ખિદમતમાં હાજર થયો તો આપે તેને મુજાહદાઓ કરવાની મનાઈ કરી અને મધ્યમ માર્ગ (સમતોલન) અપનાવવા માટે ઈરશાદ ફરમાવ્યો.
- પરંતુ પેલો શખ્સ વિપુલ ઈબાદતોનો આદી બની ગયો હતો એટલે તેણે હઝરત મુહમ્મદ આબિદ સનામી (રહ.)ની સલાહ કબૂલ નહિ કરી.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ પેલા શખ્સની પાસે તશરીફ લાવ્યા અને તેને હઝરત મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિના ફરમાવવાની તાબેદારી કરવાનો હુકમ ફરમાવ્યો.
- આ હુકમથી તે શખ્સ સખત મુજાહદહ છોડીને હઝરત મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થતો રહ્યો અને આપની મુબારક સુહબતથી ઉચ્ચ મકામો પર પહોંચી ગયો.

**આપ દુનિયાની દૌલતને અને દૌલતવાળાઓને પસંદ કરતા ન હતા**

એક શખ્સે આપની સામે કોઈ આદમી વિષે કહ્યું કે તે ઘણો દૌલતવાળો છે.

આપે ફરમાવ્યું કે :

"આ લોકો (દૌલતવાળાઓ) ખૂબ જ મોહતાજ છે.

ખરી દૌલત અને સરમદી નેઅમત તો અલ્લાહ સાથેની નિસબત છે. અલ્લાહ (જેને એ દૌલત નસીબ કરે તે સાચો દૌલતવાળો છે.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમે ફરમાવ્યું :

**અલ ગિનાઉ ગિનન નફસ** اَلْغِنَآءُ غِنَی النَّفْسِ

[દિલનો ગની (ધનવાન) સાચો ધનવાન છે.]

**નવાબ સાહબને ખાનકાહમાં આવવાની પરવાનગી ન આપી**

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહુના એક મુરીદે નવાબ સાહબ ફીરોઝ જંગના તરફથી અરજ કરી કે :

"નવાબ સાહબ હઝરતથી મુરીદ થવા માટે (અહીં ખાનકાહમાં) હાજર થવાની આરઝૂ રાખે છે."

આપ ખૂબ જ નારાઝ થયા અને ફરમાવ્યું કે :

"શું તમે એવું ચાહો છો કે મારી ખાનકાહ પણ ફલાણાં બુઝુર્ગની ખાનકાહની જેમ બેબરકત થઈ જાય ?

દુનિયાદારોના કદમ ખૂબજ મનહૂસ અને બેબરકતીના સબબ બને છે."

**હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ આપના ખલીફા હતા**

● મશહૂર અને મહાન બુઝુર્ગ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ હઝરત શયખ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિના મુરીદ અને ખલીફા હતા.

● આપે આઠ વરસ સુધી સતત હઝરતની ખિદમતમાં રહી ઉચ્ચ મકામાત હાસિલ કરી આપની ખિલાફતથી મુશર્રફ થયા હતા.

હઝરત મિરઝા સાહબ ફરમાવતા હતા કે :

"મને આપના જ તુફૈલથી તમામ મુજદ્દિદિયહ મકામાત હાસિલ થયા. અને એ તરીકાની કોઈ બારીક વાત મારાથી છુપી ન રહી.

તે પછી મને તમામ મકામાતની સયર નવેસર (ફરીથી) મુરાદી સયરના તૌર પર કરાવી કે ત્યાં ઈલ્મને દખલ જ નથી. એ ફકત આપની જ મુબારક તવજ્જુહાતથી હાસિલ થઈ.

જે વખતે આપે મને હકીકતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ)ની તવજ્જુહ ફરમાવી તો મેં જોયું :

● મારા બદલે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ તશરીફ ફરમાં છે અને હું હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમની સામે છું.

● ફરી પાછું મેં જોયું તો માલૂમ થયું કે બન્ને જગાએ હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ અસહાબિહી વ સલ્લમ તશરીફ ફરમાં છે.

## હઝરત શયખ આબિદ સનામી રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ

● આપનો ઈન્તિકાલ ૧૮ મી રમઝાનુલ મુબારક, હિજરીસન ૧૧૬૦ માં દિલ્હીમાં થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

● આપનો મઝારે મુબારક દિલ્હીમાં સબ્ઝી મંડી મોહલ્લામાં છે.

**આપની કબર શરીફથી નઝર પહોંચે ત્યાં સુધીના વિસ્તારમાં દફન થનારની મગફિરતની બશારત**

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ (રહ.) ફરમાવે છે કે :

"મારા પીર હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિએ કેટલીયે વાર મને ફરમાવ્યું કે :

"હે જાનેજાનાં !

મને વારંવાર ઈલહામ થયો છે કે :

હે મુહમ્મદ આબિદ !

જે જગાએ દફન થશે તે જગાએથી જયાં સુધી નઝર પહોંચે ત્યાં સુધીની જગામાં જેને દફન કરવામાં આવશે તેને બખ્શવામાં આવશે." ['મેઅયારુસ્સુલૂક' ગુજરાતી અનુવાદ ઈસ્વીસન ૧૯૯૯ ની આવૃત્તિ પાના નંબર : ૪૪૫, ૪૪૬]

**નોંધ :**

હઝરત શયખ મુહમ્મદ આબિદ સનામી રહિમહુલ્લાહુનું જીવનચરિત્ર મુખ્યત્વે નીચેની બે કિતાબોના આધારે લખવામાં આવ્યું છે.

(૧) **'હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિયહ મુજદ્દિદિયહ'**
લેખક : હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હસન સાહબ નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહ, પાના : ૨૭૨ થી ૨૮૨

(૨) **'જવાહિરે ઉલૂવિય્યહ'**
લેખક : હઝરત શાહ રઊફ અહમદ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ, ખલીફએ હઝરત ગુલામ અલી શાહ સાહબ દહેલવી રહિમહુલ્લાહ, પાના નંબર : ૧૦૮, ૧૦૯

## [૨] હઝરત શાહ ગુલશન રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત શાહ ગુલશન રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- આપના બાતિની હાલાત ખૂબ ઊંચા હતા.
- આપે કરેલા સખત મુજાહદાઓ અને આકરી રિયાઝતોની કેટલીક વિગતો નીચે પ્રમાણે છે.

## આપના સખત મુજાહદાઓ અને આકરી રિયાઝતો

'મકામાતે મઝહરી' કિતાબમાં હઝરત શાહ ગુલામઅલી સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

- શાહ ગુલશન જુનયદ (બગદાદી) રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહના દુરવેશો જેવી આદતો ધરાવતા હતા.
- ત્રણ દિવસ પછી ભૂખ લાગતી તો જંગલના ઝાડોના પાંદડાઓ, ખીરા અને ખરબૂઝહના છિલકા પાણીથી પાક, સાફ કરીને ખાય લેતા.
- એક જ ગોદડીમાં ત્રણ વરસ ગુઝારી દેતા.
- એક દિવસે રોઝહની ઈફતારીના વખતે ઠંડું પાણી પીવાનું મન થયું.

  એક મુરીદે કહ્યું કે :

  "હુઝૂર ! આપની મસ્જિદની પાસે જ એક કૂવો છે. તેનું પાણી ખૂબ જ ઠંડું છે."

  આપે ફરમાવ્યું કે :

  "હું કેટલાયે વરસોથી હોઝના પાણીથી રોઝહ ઈફતાર કરું છું. મને એની ખબર જ નથી કે મસ્જિદની પાસે જ પાણીનો કૂવો પણ છે."

## દુનિયાની દવલતને બને એટલી જલદી ખરચી નાંખતા

એક દિવસે સરહિન્દ શરીફના એક રઈસે અશરફીઓ (સોનાના સિક્કાઓ)ની એક થેલી ભેટ આપી.

હઝરત શાહ ગુલશને ફરમાવ્યું કે :

“મારા પર હજ ફર્ઝ થઈ ગઈ.”

હજની તૈયારી માટે આપ બજારમાં ગયા.

ત્યાં એક ભીખારીને જોયો તો એ થેલી તેને આપી દીધી.

બજારમાંથી પાછા આવીને ફરમાવ્યું કે :

“હજની ફરઝિયત મારા પરથી ખત્મ થઈ ગઈ.”

**સાહિબે નિસાબ થયા તો ઝકાત અદા કરીને તત્કાલ બાકીનો માલ પણ અલ્લાહની રાહમાં લૂંટાવી દીધો**

એક વખતે આપને તમન્ના થઈ કે કાશ ! હું પણ ઝકાત અદા કરું, કારણ કે એ પણ દીનનો એક મોટો રુકન છે. અને એની અદાયગીથી અલ્લાહ તઆલા ખૂશ થાય છે.

અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી આપ સાહિબે નિસાબ થયા તો પ્રથમ ઝકાત અદા કરી અને પછી બધો માલ અલ્લાહ તઆલાની રાહમાં લૂંટાવી દીધો.

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાના નંબર : ૪૮૬, ૪૮૭]

**આપ ઉચ્ચ કક્ષાના શાઈર પણ હતા**

- આપના પીર હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિની જેમ આપ પણ ઉચ્ચ કક્ષાના શાઈર હતા.
- પોતાના પીરના ઉપનામ 'શાહગુલ'ની મુનાસિબતથી આપે શાઈર તરીકે પોતાનું તખલ્લુસ 'શાહ ગુલશન' રાખ્યું હતું.
- અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી નકશબંદી, મુજદ્દિદી સિલસિલા સાથે સંકળાયેલા ઉચ્ચ કક્ષાના ઉર્દૂ શાઈરોની નીચે પ્રમાણે એક પરંપરા ચાલુ રહી.

(૧) 'શાહ ગુલ'ના શાગિર્દ 'શાહ ગુલશન',
(૨) 'શાહ ગુલશન'ના શાગિર્દ 'અન્દલીબ' અને 'વલી' ગુજરાતી,
(૩) તેમના સાહબઝાદહ 'મીર દર્દ' અને 'અસ્ર' ... વગેરે.

['ગુલશને વહદત' પાનું નંબર : ૧૭૬]

**આપની કરામત**

એક દિવસે આપ મસ્જિદમાં બેઠા હતા ત્યારે એક રંડી બની ઠનીને મસ્જિદની સામેથી પસાર થઈ.

મુરીદોએ કહ્યું કે :

"હઝરત ! આપ એની તરફ તવજજુહ ફરમાવો કે તે સીધા રસ્તા પર આવી જાય."

હઝરતે તેમની વાત તરફ ધ્યાન ન આપ્યું. જયારે તેમણે ખૂબ જ આગ્રહ કર્યો તો આપે તેની તરફ તવજજુહ ફરમાવી.

થોડો સમય પસાર થવા બાદ તે રંડી પોતાનો શણગાર દૂર કરીને માત્ર એક કમલી પહેરીને ખૂબ જ સાદગીથી રડતી અને માફી માંગતી હઝરતની ખિદમતમાં આવી અને મુરીદા થઈ ગઈ.

**મઝારે મુબારક**

હઝરત ગુલશનનો મઝાર દિલ્હીમાં પહાડગંજથી થોડે દૂર, કોનાટ પેલેસની બહાર, કુતુબની જમણી તરફ એક નાના ચબૂતરામાં છે.

['મઝારાતે ઔલિયાએ દેહલી' પાનું નં. : ૧૪૬, ૧૪૭, ૧૪૮
હિજરીસન ૧૩૪૬ ની આવૃત્તિ]

**[3] હઝરત મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહિમહુલ્લાહ**

**[ખલીફએ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' (રહ.]**

## જન્મ

- આપનું નામ મુરાદ હતું અને ઉર્ફમાં ટંગ હતું.
- આપનો જન્મ હિજરીસન ૧૦૫૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૬ માં કાશમીરમાં થયો હતો.
- 'તોહફતુલ ફુકરા વલ ઔલિયા' કિતાબમાં આપે પોતે લખ્યું છે કે :

  "હિજરીસન ૧૦૮૧ માં જ્યારે મારી ઉંમર ૨૩ (ત્રેવીસ) વરસ હતી ત્યારે હું હઝરત મુરશિદી (ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતમાં સૌથી પ્રથમ હાજર થયો હતો, ત્યારે હઝરત ગુજરાત (પંજાબ)માં હતા."

  [પંજાબમાં પણ ગુજરાત નામનો ઈલાકો છે.]

  'તારીખે કશમીર' (કાશમીરનો ઈતિહાસ)ના મશહૂર અને નામવર લેખક ખ્વાજા આઝમ દીદામરીએ હઝરત મુહમ્મદ મુરાદની ઉંમર ઈન્તિકાલ વખતે ૭૫ વરસની લખી છે. એ હિસાબે પણ આપનો જન્મ હિજરીસન ૧૦૫૬ માં થયો હતો.

## ખાનદાન

શયખ મુહમ્મદ મુરાદ પોતાના ઝમાનાના એક અગ્રેસર મુફતી ખાનદાનના ફરઝંદ હતા.

આપના વાલિદ મુહતરમ મુફતી મુલ્લા મુહમ્મદ તાહિર પોતાના ઝમાનાના નામદાર આલિમ અને ફાઝિલ તથા મુફતીએ આઝમ હતા.

શયખ મુહમ્મદ મુરાદે પોતાના વાલિદ સાહબ ઉપરાંત તે ઝમાનાના ઉચ્ચ કક્ષાના આલિમોથી દીની ઉલૂમની તકમીલ કરી હતી. આપે શરીઅત અને તરીકતની કાયદેસર તાલીમ કાઝી શાહ દૌલત બુખારીથી હાસિલ કરી હતી.

શયખ મરહૂમને બચપનથી જ તસવ્વુફ અને રૂહાનિયતની લગન લાગી હતી.

૨૨ (બાવીસ) વરસની ઉંમરમાં ૧૦૭૮ માં આપને મઅરિફતે ઈલાહી અને ખુદા તલબીની ફિકર થઈ હતી.

બે વરસ સુધી આપ કોઈ પણ પીર–મુરશિદ વગર સખતમાં સખત રિયાઝતોમાં લાગેલા રહ્યા.

આખરે હસન શાહ મજઝૂબને પોતાના હમરાહ અને રહબર બનાવી લીધા. પરંતુ અલ્લાહ તઆલાને આપની રહનુમાઈ અને રહબરીના માટે કોઈ બીજી જ મહાન અને નાદિર શખ્સિયતની પસંદગી મંઝૂર હતી. એટલે એ જ દૌરાન હઝરત મુજદ્દિદે અલફેસાની શયખ અહમદ સરહિન્દી રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર શયખ અબ્દુલ અહદ સરહિન્દી ફારૂકી વાદીએ કાશમીરમાં જલ્વહ અફરોઝ થયા. (તશરીફ લાવ્યા). ['તોહફતુલ ફુકરા' : ૨૪]

શયખ મુરાદ સય્યિદ શરીફ રાહુનીના વસીલાથી પોતાના મુરશિદે પાકની ખિદમતે બાબરકતમાં હાજર થયા.

(જુઓ 'તોહફતુલ ફુકરા'માં તોહફએ સય્યિદ શરીફ રાહૂની)

આપે એમનાથી બાતિની તાલીમ અને તરબિયત હાસિલ કરીને ઈલ્મે તરીકતના અસરાર અને રુમૂઝથી વાકિફ થયા. આ રીતે ઈલ્મે ઈરફાનથી ફયઝયાબ થયા.

(શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓ મક્કા શરીફ, મદીનહ શરીફ, અરબ અને અજમમાં પહોંચ્યા અને લોકોને ફયઝ પહોંચાડયો.)

શયખ મુરાદ જો કે દુનિયાના લિહાઝથી ખૂબ માલદાર અને ધનવાન હતા પરંતુ મુરશિદે નામદારની મુલાકાત બાદ આપ

માલ–દૌલત અહીં છોડીને પીરો મુરશિદની સાથે હિજરીસન ૧૦૮૧ માં સરહિન્દ શરીફ ચાલી ગયા.

**પીરો મુરશિદની ખિદમતમાં હાજર થવા માટે પહેલી સફર**

અહીં કામિલ પીરની રહનુમાઈ અને તરબિયતમાં નકશબંદી સિલસિલામાં રાહે સુલૂકની તમામ મંઝિલો તય કરી અને આ સિલસિલાની ખિલાફત હાસિલ કરવા બાદ પાછા કાશમીર આવી ગયા.

કાશમીર આવીને ફરી પાછા આપ ઈબાદતે ઈલાહીમાં મશગૂલ રહ્યા.

આપ ખાનકાહે શમ્સી ચક (ચોક)માં અકસર અને બેશતર એતિકાફમાં બેસતા હતા અને ખાસ કરીને રમઝાન શરીફમાં એતિકાફમાં બેસતા હતા.

**ખાનકાહે શમ્સ ચક**

ખાનકાહે શમ્સ ચક શ્રી નગરમાં જામિઅ મસ્જિદની ઉત્તર દિશા અને પૂર્વ દિશાના કમ્પાઉન્ડમાં આવેલી હતી. અઝીમ અને બરગુઝીદહ સૂફિયાએ કિરામ, ઉલમા અને ફાઝિલોએ પોતાની ઈલ્મી અને ઈરફાની પ્યાસ અહીં બુઝાવી હતી.

અહીં (કાશમીરમાં) શયખ મુરાદ રહમતુલ્લાહિ અલયહિએ અસંખ્ય લોકોને પોતાના રૂહાની ફુયૂઝ અને બરકતોથી તૃપ્ત કર્યા.

**સરહિન્દ શરીફની બીજી સફર**

ચાર–પાંચ વરસ અહીં રહ્યા બાદ આપ ફરી પાછા પોતાના મુરશિદે નામદારની ખિદમતમાં સરહિન્દ શરીફ તશરીફ લઈ ગયા પરંતુ આ વખતે આપ શાહજહાંબાદ (દિલ્હી)માં હતા એટલે શયખ મુરાદ ત્યાં ગયા.

દિલ્હીમાં પોતાના પીરે કામિલ ઉપરાંત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિ સાથે પણ મુલાકાત થઈ. તેઓ હરમયન શરીફયનથી આવ્યા હતા.

### હુજ્જતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદની ખિદમત

શયખ મુરાદ પોતાના પીરની ઈજાઝતથી ખ્વાજા મુહમ્મદ નકશબંદની ખિદમતમાં મસરૂફ થયા અને તેમનાથી સનદ હાસિલ કરી.

એક વરસ કરતાં પણ વધારે આપની ખિદમતમાં ગુઝારવા બાદ આપ ફરી પાછા કાશમીર આવી ગયા.

પરંતુ આ વખતે ઘરનો ત્યાગ કરીને નહેરના કિનારે 'મસ્જિદે ચીહાયાર'માં ગોશાનશીની (એકાંતવાસ) કરી લીધી.

[કદાચ એ તે જ મસ્જિદ છે જે અત્યારે આલી કદલની આસપાસમાં આવેલી છે. અને મસ્જિદે સહરયારના નામથી મશહૂર છે. એની સાથે સંલગ્ન મોહલ્લાનું નામ પણ મોહલ્લા સહરયાર પડયું છે.] ('વાકિઆતે કશ્મીર' પાનું નંબર : ૨૨૨)

### સરહિન્દ શરીફની ત્રીજી સફર

લગભગ ૧૪ (ચઊદ) વરસ એ જ હાલતમાં વીતાવ્યા. તે પછી આપ ફરી પાછા પોતાના મુરશિદની મુલાકાતના માટે શાહજહાંબાદ (દિલ્હી) તશરીફ લઈ ગયા.

### 'તોહફતુલ ફુકરા વલ ઔલિયા' કિતાબનું લેખન

આ સફરમાં આપે હિન્દુસ્તાનના વિવિધ શહેરો દાખલા તરીકે : સરહિંદ શરીફ, ગુજરાત (પંજાબ), લાહોર, દિલ્હી ... વગેરેની મુલાકાત લઈને ત્યાંના દુરવેશો, મશાઈખો, ઝાહિદો અને આરિફોની પણ મુલાકાત કરી અને એ બધાંના હાલાત (વૃત્તાંત) અને વાકિઆત

(બનાવો) તેમજ કશ્ફો અને કરામતોને પોતાની શાહકાર કિતાબ 'તોહફતુલ ફુકરા વલ ઔલિયા'માં લખ્યા છે.

## કાશમીર પાછા તશરીફ લાવ્યા

આ વખતે પણ પોતાના કામિલ પીર (હઝરત અબ્દુલ અહદ 'વહદત' રહ.)ની ખિદમતમાં લાંબી મુદત સુધી રહ્યા અને એ દૌરાન ખાનદાને અહમદિયહ (મુજદ્દિદિયહ)ની બેશુમાર અને બેઅંદાઝહ નવાઝિશોથી ફૈઝયાબ થઈને નકશબંદિયહ, કિબરિવિયહ અને કાદિરિયહ સિલસિલાની ઈરશાદની સનદ હાસિલ કરીને કાશમીર પાછા આવ્યા.

## શયખ મુહમ્મદ અલી રઝાની ખિદમતમાં હાજરી

એ જ અરસામાં કાશમીરમાં શયખ મુહમ્મદ અલી રઝા તશરીફ લાવ્યા હતા.

હઝરત શયખ મુહમ્મદ મુરાદે તેમની ખિદમતમાં હાજર થઈને ફયઝ હાસિલ કરીને સિલસિલએ કિબરિવિય્યહ, ચિશ્તિય્યહ અને સુહરવરદિય્યહની ઈજાઝત (ખિલાફત) હાસિલ કરીને એ સિલસિલાઓમાં વધારે રૂહાની મંઝિલો તય કરી અને આપ 'જામિઈસ સલાસિલ' (અનેક સિલસિલાના સમુચ્ચય) નામથી મશહૂર થઈ ગયા.

એટલે કાદિરિય્યહ સિલસિલાની તરબિયત આપે શાહ મુહમ્મદ અલી રઝાથી હાસિલ કરી અને આપે પોતે તેમને નકશબંદી સિલસિલાની તાલીમથી મુનવ્વર કર્યા.

## શરીઅત અને સુન્નતનો પ્રચાર અને પ્રસાર

શયખ મુહમ્મદ મુરાદે તમામ સિલસિલાઓની ઈરશાદની સનદ હાસિલ કરવા બાદ શરીઅતની ગાદી સંભાળી અને આખરી ઉંમર સુધી સુન્નતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જારી કરવામાં

તાલિબોની રહબરી તથા ગરીબો અને મિસ્કીનોની મદદ કરતા રહ્યા.

**અસંખ્ય મર્દો અને ઓરતોએ આપથી બાતિની ફૈઝ મેળવ્યો**

કોઈ તાલિબે હકની ખબર મળતી, અથવા કોઈ વલીયુલ્લાહની જાણ થતી તો તેમની ખિદમતમાં સમય વિતાવવો આપ પોતાનું કર્તવ્ય સમજતા હતા.

આપની તરબિયત અને બાતિની પરવરિશથી અસંખ્ય લોકો ફયઝયાબ થયા અને મઅરિફતે ઈલાહીના નૂરથી રૂ સનાશ થયા. એવા લોકોમાં ન માત્ર અહીંના મર્દ જ શામિલ હતા બલકે ઘણી ઓરતો પણ આપથી બાતિની ફયઝ મેળવીને વલીયોના સમૂહમાં પહોંચી ગઈ.

**આપની રિયાઝતો અને મામૂલાત**

- શયખ મુહમ્મદ મુરાદ ઝિંદગીના આખરી હિસ્સામાં બુઢાપો હોવા છતાં, તહજજુદની નમાઝમાં ૧૦૦૦ (એક હઝાર) કરતાં વધારે આયતો કિરાઅતથી પઢતા હતા.
- ફજરની નમાઝ બાદ હંમેશા હલકએ સુકૂત (ખામોશી) (અર્થાત : મુરાકબહ) કરતા હતા જેમાં અનેક લોકો શામિલ થતા હતા.
- એ ઉપરાંત પણ આપની ઈબાદતોના અસંખ્ય તરીકાઓ અને નિયમો (મામૂલ) હતા.

**ઈન્તિકાલ**

હઝરત શયખ મુરાદ ૭૫ વરસની ઉંમરે ૧૭ મી, રજબ, હિજરીસન ૧૧૩૧ મુતાબિક મે, ૧૭૧૮ ઈસ્વીસનમાં બુધવારના દિવસે વાસિલ બ હક થયા. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

**દફન**

શયખ મુહમ્મદ મુરાદ બુધગીર નામના મહોલ્લામાં

સુકાલીપૂરાના સરે રાહ પર શ્રી નગર (કાશમીર)માં પોતાના મકાનના નજીક જ દફન થયા.

## આપના ખલીફાઓ

### [૧] ખ્વાજએ આઝમ દીદહમરી

કાશમીરના ગૌરવશાળી ઈતિહાસકાર ખ્વાજએ આઝમ દીદહમરી શયખ મુહમ્મદ મુરાદના ખાસ મુરીદ હતા. એમણે પોતાના પીર અને મુરશિદનું જીવનચરિત્ર અને રૂહાની અઝમત તેમજ મકામના વિષે 'ફયઝે મુરાદ' નામની કિતાબ લખી હતી.

એમણે પોતાના પ્રખ્યાત ઈતિહાસગ્રંથ 'તારીખે વાકિઆતે કશમીર'માં એ કિતાબનો ઉલ્લેખ કરેલો છે.

આપે પોતાના મુરશિદે નામદાર શયખ મુહમ્મદ મુરાદ ટંગની ખિદમતમાં બાર વરસ રહીને રાહે સુલૂકની મંઝિલો તય કરી હતી.

### [૨] અબ્દુસ્સબૂર બસ્તલ

શયખ મુરાદ ટંગથી એમણે કાદિરિય્યહ સિલસિલામાં બયઅત કરી હતી. એમનો મઝાર શ્રીનગર (કાશમીર)ના ગુંદરપૂરા મોહલ્લા નજીક ઈદગાહમાં છે.

### [૩] ખ્વાજા સય્યિદ શરીફ રહમતુલ્લાહિ અલયહિ

શયખ મુરાદ ટંગના એક બીજા મુરીદ અને ખલીફા ખ્વાજા સય્યિદ શરીફ હતા. લેખક મુહ્યુદીન મિસ્કીનના લખવા પ્રમાણે મજકૂર ખ્વાજા સય્યિદ શરીફે નકશબંદી તરીકાનો ફૈઝ હાસિલ કર્યો હતો. અને ટૂંક સમયમાં સુલૂકની મંઝિલો તય કરી લીધી હતી. તેમનો ઈન્તિકાલ હિજરીસન ૧૧૧૩ અથવા ૧૧૧૪ માં થયો હતો.

['વાકિઆતે કશમીર' પાના નંબર : ૨૨૨]

## [૪] હઝરત શયખ મુહમ્મદ યૂસુફ કુન્ત રહિમહુલ્લાહ

- આપનો વિસ્તૃત પરિચય હઝરત વહદતના ખલીફાઓના વિભાગમાં લખ્યો છે.
- આપ મુરીદ હઝરત શયખ મુહમ્મદ મુરાદ કશમીરીથી થયા હતા.
- પરંતુ આપને ઈજાઝત અને ખિલાફત હઝરત શયખ વહદત રહમતુલ્લાહિ અલયહિએ આપી હતી.
- આ રીતે આપ હઝરત વહદતના ખલીફા હતા.

### બીજા ખલીફાઓ

હઝરત મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહમતુલ્લાહિ અલયહિના બીજા કેટલાક ખલીફાઓના નામો નીચે પ્રમાણે છે :

- મીર અબ્દુર્રશીદ બયહકી (સાદાતે બયહકીના દાદા)
- અમીર અબ્દુલ વહહાબ
- શયખ અબ્દુલ્લાહ
- મૌલવી અબૂલ હત્હ ગાની
- કાશમીરના દિગ્ગજ ફારસી શાઈર મુલ્લા તાહિર મુફતીના ભત્રીજા મૌલવી હાજી મુહમ્મદ

### આપની ઔલાદ

હઝરત મુહમ્મદ મુરાદ ટંગ કશમીરીને ઔલાદમાં ફકત એક સાહબઝાદહ અને એક સાહબઝાદી હતા. તેમની વિગતો નીચે પ્રમાણે છે.

### હઝરત ખ્વાજા અબ્દુલ અહદ ‘વહદત’ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને શયખ મુહમ્મદ મુરાદના ફરઝંદ શયખ અબ્દુર્રશીદ ટંગ કશમીરી રહમતુલ્લાહિ અલયહિ

- શયખ અબ્દુર્રશીદ, હઝરત મુહમ્મદ મુરાદના એક માત્ર

સાહબઝાદહ હતા.

- તેમણે શરૂઆતમાં તાલીમ અને તરબિયત પોતાના વાલિદ બુઝુર્ગવારથી હાસિલ કરી હતી.
- ભરયુવાનીમાં અલ્લાહની તલબ અને લગનનો તેમના પર ગલબો થયો.
- મુજદ્દિદી સરહિંદી ખાનદાનથી આપને ગાઢ અકીદત હતી એટલે તેઓ પણ સરહિંદ શરીફ ગયા અને હઝરત શૈખ અબ્દુલ અહદ 'વહદત'ની ખિદમતમાં હાજર થયા. અને આપની સોહબતથી ફૈઝ હાસિલ કર્યો.
- કેટલોક સમય ત્યાં થોભ્યા પછી ફરી પાછા આપ કાશમીર આવી ગયા.
- બે વરસ પછી ફરી પાછા સરહિન્દ શરીફ ગયા અને ત્યાંથી પોતાના પીરો મુરશિદની સાથે શાહજહાંબાદ (દિલ્હી) ગયા.
- ત્યાં બે વરસ પછી પીરો—મુરશિદ હઝરત અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ થઈ ગયો.
- શયખ અબ્દુર્રશીદ પીરો—મુરશિદના જનાઝહ સાથે સરહિન્દ શરીફ ગયા અને ત્યાં દફન થયા બાદ ફરી પાછા કાશમીર આવી ગયા.
- અહીં આપ રાહે હકના તાલિબોની રહબરી અને રહનુમાઈમાં મશગૂલ થઈ ગયા.
- તે પછી આપ સખત બીમાર થયા છતાં હજના માટે રવાના થઈ ગયા.
- થોડો વખત દિલ્હી અને સરહિન્દ શરીફમાં થોભીને મુલતાનના રસ્તે મક્કા મુઅઝઝમા પહોંચીને હજ અદા કરી.
- આ સફરમાં પણ આપે રાહે સુલૂકના તાલિબોની રૂહાની તરસને તૃપ્ત કરી અને ફરી પાછા હિન્દુસ્તાન આવવા રવાના થયા.
- શાહજહાંબાદ (દિલ્હી) પહોંચીને આપની બીમારી ખૂબ વધી ગઈ અને શબે મેઅરાજમાં ૨૭ મી રજબ, ૧૧૫૫ હિજરીસનમાં ઈન્તિકાલ ફરમાવ્યો.
- આપને દિલ્હીમાં જ દફન કરવામાં આવ્યા.

## શયખ મુહમ્મદ મુરાદે દામાદને જાનશીન બનાવ્યા

- શયખ મુહમ્મદ મુરાદ ટંગની સાહબઝાદીની શાદી 'બાબા મકસૂદ' સાથે થઈ હતી.
- 'બાબા મકસૂદ'ની ખુદા દાદ સલાહિયત અને બાતિની કાબિલિયતના કારણે શૈખ મુહમ્મદ મુરાદે આપને પોતાના જાનશીન નક્કી કર્યા હતા.
- હિજરીસન ૧૧૯૩ માં તેમનો ઈન્તિકાલ થયો.
- એમના મુરશિદ મુહમ્મદ મુરાદ ટંગના મકબરામાં જ એમને દફન કરવામાં આવ્યા.

## શયખ મુહમ્મદ મુરાદ રહમતુલ્લાહિ અલયહિની કિતાબો

શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહમતુલ્લાહિ અલયહિ બુલંદ પાયાના આરિફ હોવા ઉપરાંત પ્રખર આલિમ અને લેખક પણ હતા. આપ પોતાના ઝમાનાના મશહૂર મુહદ્દિષ અને ફકીહ પણ હતા.

'ગુલશને વહદત' નામથી આપે પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના મુબારક અને કીમતી પત્રોનું સંકલન અને સંપાદન કરીને પ્રગટ કર્યા હતા.

એ ઉપરાંત આપની લખેલી કિતાબો નીચે પ્રમાણે છે :

### (૧) 'જબલે મતીન

મજકૂર કિતાબની પ્રસ્તાવનામાં આપે લખ્યું છે કે :

"આ કિતાબનું નામ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી રાખવામાં આવ્યું છે."

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આપના પર કેવી નઝરે કરમ અને ઈનાયત હતી તેનો ઈશારો આ લખાણમાંથી મળે છે.

### (૨) 'હસનાતુલ મુકર્રબીન'

'તોહફતુલ ફુકરા વલ ઔલિયા' કિતાબ લખવાથી ૧૫ (પંદર) વરસ પહેલાં હિજરીસન ૧૧૦૭ માં આપે આ કિતાબ લખી હતી.

આ કિતાબમાં આપે પીરો મુરશિદ હઝરત શયખ અબ્દુલ અહદ સરહિન્દીના દાદા હઝરત મુજદ્દિદે અલફેસાની શયખ અહમદ સરહિન્દી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદના અને ખલીફાઓના હાલાત, કશ્ફ અને કરામતો વિગતવાર લખી છે.

**(૩) 'ફવાઈદે રઝાયહ'**

આ કિતાબ આપે મુહમ્મદ અલી રઝા (રહ.)ની પ્રશંસામાં લખેલી છે. શયખ મુરાદે એમનાથી પણ બાતિની ફયઝ હાસિલ કર્યો હતો.

**(૪) 'રિસાલહ અસરારે વહદત'**

આ કિતાબ આપે તસવ્વુફ અને ઈરફાનના અસરાર અને રુમૂઝ (ભેદો અને રહસ્યો) વિષે લખી છે.

['તોહફતુલ ફુકરા વલ ઔલિયા'માં પ્રોફેસર ડોકટર સય્યિદા રુકય્યાએ લખેલા પરિચયનો સારાંશ]

**[૪] હઝરત શયખ યૂસુફ કુન્ત કશમીરી રહિમહુલ્લાહ**

- કાશમીરીઓની અનેક ઝાતોમાંથી 'કુન્ત' પણ એક ઝાત છે.
- આપ મજકૂર 'કુન્ત' ઝાતના હોવાથી આપના નામની પાછળ કુન્ત લખવામાં આવે છે.
- આપ હઝરત શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી (રહ.)થી મુરીદ થયા હતા અને આપે જ એમની તરબિયત ફરમાવી હતી. પરંતુ
- આપને ઈજાઝત અને ખિલાફત હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ આપી હતી.
- 'ગુલશને વહદત'માં હઝરત વહદતે આપના ખલીફા શયખ મુહમ્મદ

મુરાદ ટંગ કશમીરીને લખેલા અનેક મકતૂબાત શરીફ (પત્રો)માં ‘ઉખવી (બિરાદર) મુહમ્મદ યૂસુફ’ (કુન્ત)ના માટે બશારતો લખેલી છે.

- કેટલાક મકતૂબનો વિષય જ ‘ઉખવી (બિરાદર) મુહમ્મદ યૂસુફના માટે બશારતો’ છે.
- એક મકતૂબમાં હઝરત વહદતે એમના માટે ઈજાઝત (ખિલાફત)નામું લખીને મોકલાવેલું છે.
- તેમણે પોતાના મુરશિદ શયખ મુરાદની સાથે સરહિન્દ શરીફ અને દિલ્હીની સફરો પણ કરી હતી.
- જુવાનીથી જ દુનિયા તર્ક કરીને પોતાની પૂરી ઝિંદગી ઝુહદ અને તકવામાં વિતાવી હતી.
- હિજરીસન ૧૧૫૫ માં નેવું (૯૦) વરસની ઉંમરે ઈન્તિકાલ થયો.
- આપને મૌલાના યૂસુફ તુર્કીના મકબરામાં દફન કરવામાં આવ્યા.

## [૫] હઝરત શયખ અબ્દુર્રશીદ ટંગ કશમીરી રહિમહુલ્લાહ

- આપ હઝરત શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહમતુલ્લાહિ અલયહિના એકના એક સાહબઝાદહ હતા.
- આપ પણ આપના વાલિદ સાહબની જેમ હઝરત શયખ અબ્દુલ અહદ ‘વહદત’ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા હતા. સુલૂક મુકમ્મલ કરીને આપની ખિલાફતથી મુશર્રફ થયા હતા.
- આપના જીવનની વિસ્તૃત વિગતો હઝરત શયખ મુહમ્મદ મુરાદ ટંગ કશમીરી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદના પ્રકરણમાં આવી ગઈ છે.

## [૬] હઝરત શયખ સચ્યિદ જીવન રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શયખ અબ્દુલ અહદ ‘વહદત’ રહમતુલ્લાહિ

અલયહિના ખલીફા હતા.

- અંબાલા (પંજાબ)માં આપના પુષ્કળ મુરીદો હતા.

### [૭] હઝરત શયખ મુહમ્મદ અમીન રહમતુલ્લાહિ અલયહિ

- આપ પણ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હાલ પાકિસ્તાનમાં આવેલા લાહોર શહેરમાં આપના પુષ્કળ મુરીદો હતા.



હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના બીજા અનેક ખલીફાઓ અને અસંખ્ય મુરીદો હતા. ઉપર માત્ર નમૂના તરીકે થોડાંક બુઝુર્ગોનો પરિચય લખ્યો છે.



# ત્રીજો વિભાગ

# હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર

કર તજલ્લીસે મુજલ્લા
ઈસ દિલે અફસુર્દહ કો;
હઝરતે ખ્વાજા હનીફે
બાવફા કે વાસ્તે.

## જાહેરી ઈલ્મ

- હઝરત શૈખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ હઝરત શૈખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.
- મોટા ભાગનો જાહેરી ઈલ્મ આપે આપના વાલિદ હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિથી હાસિલ કર્યો હતો.
- ઉપર વિગતો આવી ગઈ છે તેમ હિન્દુસ્તાનના મોટા મોટા, ટોચના, મશહૂર ઉલમાએ કિરામે પણ આપના વાલિદ સાહબથી જાહેરી ઈલ્મ હાસિલ કર્યો હતો.
- હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિએ 'હિદાયહ' કિતાબ હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે પઢી હતી.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને દામાદ પણ હતા.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને ખલીફા પણ હતા.
- 'મકામાતે માસૂમી' કિતાબના લેખક હઝરત મૌલાના સફર અહમદ રૂમી રહમતુલ્લાહિ અલયહિના આપ વાલિદ હતા.
- બન્ને જહાનમાં આપના ઉચ્ચ મકામની વિગતો અગાઉ આવી ગઈ છે.
- આવા ઉચ્ચ કક્ષાના ઉસ્તાદોથી તાલીમ મેળવીને આપ પ્રખર આલિમ અને ફાઝિલ બની ગયા હતા.

## બાતિની ઈલ્મ

- બાતિની (રૂહાની) ફયઝ પણ હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના વાલિદ સાહબ હઝરત શયખ

અબ્દુલ અહદ ‘વહદત’ રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યો હતો.

- સુલૂકની મંઝિલો ખૂબ જલદી તય કરી અતિ ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા.
- ‘ગુલશને વહદત’માં કેટલાક મકતૂબાત (પત્રો)માં હઝરત વહદત રહિમહુલ્લાહુએ આપના માટે ઘણી ઉચ્ચ બશારતો પણ લખી છે.
- વાલિદ સાહબે આપને પોતાની ખિલાફતથી પણ મુશર્રફ ફરમાવ્યા.
- હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિથી પણ આપે બાતિની ફયઝ હાસિલ કર્યો હતો.
- વાલિદ સાહબે ઈન્તિકાલ વખતે આપને પોતાના જાનશીન (ગાદીનશીન) પણ બનાવ્યા હતા.

## વાલિદ સાહબે ઈન્તિકાલ બાદ કય્યૂમિય્યતનો ખિલઅત અર્પણ કરવાનો અદભૂત બનાવ

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના નવાસા હઝરત મૌલાના સફર અહમદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ બન્ને ખાસ દોસ્તો હતા.

મૌલાના સફર અહમદ રહમતુલ્લાહિ અલયહિ કય્યૂમિય્યતના ખિલઅતનો આ અદભૂત બનાવ બન્યો ત્યારે પોતે હાજર હતા. તેમણે એ બનાવ પોતાની મશહૂર કિતાબ ‘મકામાતે માસૂમી’માં લખ્યો છે જેનો સારાંશ નીચે પ્રમાણે છે :

- હઝરત વહદતનો ઈન્તિકાલ શાહજહાંબાદ (દિલ્હી)માં થયો હતો.
- ઈન્તિકાલ બાદ આપનું તાબૂત (જનાઝહ) લઈને શયખ અબૂ હનીફ રહિમહુલ્લાહુ, મૌલાના સફર અહમદ રહમતુલ્લાહિ અલયહિ અને બીજા સાથીઓ દિલ્હીથી સરહિન્દ શરીફ જવા રવાના થયા.
- રસ્તામાં પાનીપતમાં રાતવાસો કર્યો.

● મૌલાના સફર અહમદના જણાવ્યા પ્રમાણે મજકૂર સફરમાં આખા રસ્તે શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ ખૂબ જ ગમગીન અને ઉદાસ હતા પરંતુ પાનીપતમાં રાતે તાબૂતની પાસે ઊભા રહીને એકા એક હસવા અને ખૂશ થવા લાગ્યા !

એ પછી એનું કારણ તેમણે પોતે મને જણાવ્યું કે :

"જયારે હું તાબૂતની નજીક પહોંચ્યો તો શું જોઉં છું કે હઝરત વહદતે ઘણાં શોખથી મારી સાથે મુઆનકહ કર્યો. (ગળે લાગ્યા) અને પોતાનો ખાસ ખિલઅત મને ઈનાયત કર્યો. એ જાણે કય્યૂમિય્યતનો ખિલઅત હતો. એ તે જ ખિલઅત હતો જેના વિષે હઝરત વહદતે ફરમાવ્યું હતું કે આ હઝરત હુજજતુલ્લાહ કુદ્દિસ સિર્રુહૂના ઈન્તિકાલ (ના બાદ મને મળશે.)

એને પહેરવાથી મારા પર એટલા પ્રમાણમાં અજીબ બરકતો અને ખાસોમાં પણ ખાસ તજલ્લી જાહેર થઈ કે હું બેઈખ્તિયાર હસવા લાગ્યો.

અલ્હમ્દુ લિલ્લાહ ! મારા હમ સફર (સહપ્રવાસી) (મૌલાના સફર અહમદ) પણ મારા આ હસવાને જાણી ગયા અને તેઓ પણ આ અજીબ બરકતોથી માલામાલ થયા."

['મકામાતે માસૂમી' : ૨ / ૫૪૨]

**પ્રાણીઓ પણ આપનો અદબ કરતા હતા**

● હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ ખૂબ જ સાલિહ અને મુત્તકી હતા.

● આપ આપના વાલિદ અને મુજદ્દિદી ખાનદાનના તમામ બુઝુર્ગોના તમામ કમાલાતથી મુશર્રફ હતા.

● પ્રાણીઓ પણ આપનો કેવો અદબ અને એહતિરામ કરતા હતા તેનો

એક બનાવ આ પ્રમાણે છે :

- એક વખતે આપે બિલાડીના રહેઠાણમાં એક પોપટ નાંખી દીધો. પોપટ બિલાડીની પીઠ પર બેસીને તેના માથામાં વારંવાર પોતાની ચાંચ મારતો હતો. એનાથી બિલાડીને ઘણી વેદના પણ થતી હતી પરંતુ હઝરત મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના અદબ અને એહતિરામના કારણે બિલાડી પોપટને કંઈ કરતી ન હતી.

['રવઝતુલ કય્યૂમિય્યહ' : ૧ / ૪૮૨]

### હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ અને આપનું દફનનું સ્થળ

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના નવાસા અને હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના ખાસ દોસ્ત મૌલાના સફર અહમદે 'મકામાતે માસૂમી'માં લખ્યું છે કે :

> "(શયખ મુહમ્મદ અબૂ હનીફ) હિજરીસન ૧૧૩૨ માં આ ફાની દુનિયાથી (પેલી દુનિયામાં) કૂચ કરી ગયા અને આપના વાલિદ (હઝરત શયખ અબ્દુલ અહદ 'વહદત')ની બાજુમાં (સરહિન્દ શરીફમાં) દફન થયા." ['મકામાતે માસૂમી' : ૨ / ૫૪૩]

### આપના દફન સ્થળ વિષે ચાલી આવતી ગેરસમજ

- ઉપર લખ્યા પ્રમાણે અતિ વિશ્વાસપાત્ર ગવાહથી એ સાબિત થાય છે કે હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિનું દફન સ્થળ સરહિન્દ શરીફ છે.
- પરંતુ આ કિતાબના નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાએ મજકૂર સિલસિલાના જેટલા પણ બુઝુર્ગોના શજરએ તય્યિબહ જોયા છે તે તમામમાં આપનું દફનનું સ્થળ બામિયાન (અફઘાનિસ્તાન)

લખેલું જોયું છે !

- આ ગેર સમજનું કારણ આ નાચીઝના અનુમાન અનુસાર આ છે કે હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના એક ખૂબ જ મશહૂર અને મકબૂલ ખલીફા 'મુહમ્મદ હનીફ' નામના જ અફઘાનિસ્તાનમાં થયેલા છે એટલે ગેરસમજથી તેમના દફન સ્થળને હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના દફન સ્થળ તરીકે દર્શાવવામાં આવે છે.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલીનો ઈન્તિકાલ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં જ હિજરીસન ૧૦૭૮ માં થયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને એમના ઈન્તિકાલથી ઘણો સદમો થયો હતો અને આપે પોતાના મોટા સાહબઝાદહ હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિને તઅઝિયતના માટે ખાસ કાબુલ મોકલ્યા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ કાબુલી રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર 'ફયઝાને માસૂમિય્યહ'માં પાના નંબર : ૪૮૦, ૪૮૧, ૪૮૨ ઉપર લખેલું છે.
- 'મકામાતે માસૂમી'ની ઉપરોક્ત આધારભૂત સાબિતી પછી હવે એમના દફન સ્થળ તરીકે સરહિન્દ શરીફને જ દર્શાવવું જરૂરી છે.
- આ સિલસિલાના બુઝુર્ગોને આ નાચીઝના સૂચન પર હવે પછી અમલ કરવા ગુઝારિશ છે.

## હઝરત શયખ અબૂ હનીફ રહિમહુલ્લાહુની ઔલાદ

હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના

બે સાહબઝાદાઓ અને એક સાહબઝાદીની વિગતો નીચે પ્રમાણે છે :

### (૧) હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા.
- આપનો વિસ્તૃત પરિચય અલગ ચોથા વિભાગમાં લખવામાં આવશે.

### (૨) હઝરત શયખ મુહમ્મદ પીર રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ છે.
- આપ મજઝૂબ હતા.
- આપને કોઈ ઔલાદ ન હતી.

### (૩) સિતારા ખાનમ

- એ હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના ફકત એક જ સાહબઝાદી હતા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર શયખ નૂરુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ સાથે નિકાહ થયા હતા.



# ચોથો વિભાગ

## હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ

મુશકિલાતે નઝઓ કબ્રો
હશ્રો મીઝાનો સિરાત;
સહલ કર હઝરત
ઝકીએ પારસા કે વાસ્તે.

## રૂહાની ફયઝ અને ખિલાફત

- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહિમહુલ્લાહુ હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હતા.
- આપે બાતિની ફયઝ પોતાના વાલિદ સાહબથી મેળવ્યો.
- આપના સખત મુજાહદાઓ અને ઉગ્ર રિયાઝતો તેમજ વાલિદ સાહબની ખુસૂસી તવજ્જુહાતના કારણે સુલૂકની મંઝિલો ઝડપથી તય કરીને બુલંદ મકામોથી મુશર્રફ થયા.
- વાલિદ સાહબે આપને ખિલાફતથી સરફરાઝ ફરમાવી પોતાના જાનશીન પણ બનાવ્યા.

## હઝરત હુજ્જતુલ્લાહ (રહ.)થી પણ બાતિની ફૈઝ મેળવ્યો

હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિએ કય્યૂમે ઝમાં, હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિથી પણ રૂહાની ફયઝ હાસિલ કરી ઉચ્ચ મકામોથી મુશર્રફ થયા હતા.

## આપનો તકવો અને પરહેઝગારી

- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિના તકવા અને પરહેઝગારી બેમિસાલ હતા.
- આપ શરીઅતના પૂરેપૂરા પાબંદ અને તરીકતે મુજદ્દિદિય્યહના ખૂબ પાબંદ હતા.
- સરહિન્દ શરીફના મોટા મશાઈખમાં આપ ગણાતા હતા.
- આપ સવાર—સાંજ ઝિક્રનો હલકો ફરમાવતા હતા.
- દિવસ અને રાત યાદે ઈલાહીમાં આપ મશગૂલ રહેતા હતા.

## આપના મુરીદો અને ખલીફાઓ

- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિથી અસંખ્ય લોકો મુરીદ થઈને આપના રૂહાની ફયઝથી મુશર્રફ થયા.
- અનેક લોકો આપની ખિલાફતથી પણ સરફરાઝ થયા હતા અને પોતાના વતનમાં જઈને ત્યાંના હઝારો લોકોને આપનો રૂહાની ફયઝ પહોંચાડયો.
- સિંધના ખૂબ જ મશહૂર અને મહાન બુઝુર્ગ હઝરત શયખ મુહમ્મદ મઝહર ઉર્ફે 'અબૂલ મસાકીન' રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિની સાથે હઝરત 'અબૂલ મસાકીન' રહમતુલ્લાહિ અલયહિની સૌથી પ્રથમ મુલાકાતના દિલ ચસ્પ બનાવની વિગતો આગળ આવશે.

## અનેક વખત હજની સઆદત

- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ અનેક વખત હજની સઆદત નસીબ ફરમાવી હતી.
- આપે સૂરતની બંદરગાહથી જહાઝમાં સવાર થઈ સમુદ્રના રસ્તે પણ હજની સફર કરી હતી.
- આપે લાહોર, મુલતાન, ઠટા વગેરેના રસ્તે જમીનના રસ્તે પણ હજની સફર કરી હતી.

## હજની સફરમાં આપની કરામતો

- એક વખતે હઝરત શયખ મુહમ્મદ ઝકી રહિમહુલ્લાહુ લાહોર, મુલતાન, ઠટાના રસ્તે હજ માટે તશરીફ લઈ જઈ રહ્યા હતા ત્યારે સિંધના 'હાલાકંદી' ગામે આરામ લેવા માટે થોડાં દિવસ થોભી ગયા.
- પોતાના પરિવારજનો અને હજના બીજા સાથીઓ તેમજ સવારીના જાનવરો માટે જરૂરી સામાન તેમજ બીજી વસ્તુઓ ત્યાંના એક

દલાલ મારફતે વેપારીઓ પાસે હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ ઉધાર ખરીદતા હતા.

- રવાનગીના દિવસે પેલા દલાલને ખૂબ ફિકર–ચિંતા થઈ કે હવે હઝરત વેપારીઓના બાકી નાણાં કેવી રીતે ચુકવશે ? !

**હઝરતે હવામાં હાથ લાંબા કર્યા તો ગયબથી અશરફીઓ અને ચલણી સિક્કાની જાણે વર્ષા થઈ !**

- હઝરતે લેણદાર તમામ વેપારીઓને પોતાની પાસે બોલાવ્યા.
- જ્યારે વેપારીઓ હાજર થયા તો આપે હવામાં હાથો લાંબા કર્યા.
- ગયબથી આપના હાથોમાં અશરફીઓ (સોના મહોરો) અને તે વખતના ચલણી સિક્કાઓની જાણે વર્ષા થઈ !

હઝરતે વેપારીઓને ફરમાવ્યું કે :

“જેના જેટલા નાણાં બાકી હોય તે ઉઠાવી લો ! ”

વેપારીઓ હેરત પામ્યા. તેઓ પોત પોતાના બાકી નાણાં લઈને રવાના થયા.

**હઝરતની દુઆથી એક માણસ મહેનત વગર ધનવાન બની ગયો !**

ઉપરના હેરતજનક બનાવ વખતે એક માણસ ત્યાં હાજર હતો. હઝરતની આ કરામત જોઈને તેણે હઝરતથી અરજ કરી કે :

“હઝરત ! મારા માટે દુઆ ફરમાવો કે કંઈ પણ મહેનત વગર હું ધનવાન બની જાઉં.”

હઝરતે ફરમાવ્યું કે :

“દુનિયાની દવલત તુચ્છ વસ્તુ છે.
એના કરતાં બીજી કોઈ ઊંચી વસ્તુ માંગ ! ”

તે શખ્સે કહ્યું કે :

"હઝરત ! મારી તો બસ આજ આરઝૂ છે ! "

હઝરતે ફરમાવ્યું :

"જા, તારી ઈચ્છા પૂરી થશે."

તે શખ્સ ટૂંક સમયમાં વગર મહેનતે હઝરતની દુઆથી ધનવાન બની ગયો ! ['ફિરદવસુલ આરિફીન']

**પહેલી જ મુલાકાતમાં, અનેક લોકોના સમૂહમાંથી, કશ્ફથી, હઝરત અબૂલ મસાકીનને ઓળખી લીધા**

- હજની મજકૂર સફરમાં હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ સિંધના ઠટા નામના શહેરમાં પહોંચ્યા.
- ત્યાંના અસંખ્ય લોકો આપની મુલાકાત માટે આવ્યા.
- મજકૂર મુલાકાતીઓમાં શયખ મુહમ્મદ મઝહર ઉર્ફે અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ પણ હતા.
- આ પ્રથમ જ મુલાકાત હોવા છતાં હઝરતે કશ્ફથી તેમને ઓળખી લીધા અને પોતાની પાસે બોલાવી ખૂબ મુહબ્બત અને શફકત ફરમાવી.
- હઝરત જેટલા દિવસ ઠટા શહેરમાં રહ્યા ત્યાં સુધી હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિને પોતાની પાસે રાખીને ખુસૂસી ફુયૂઝ અને બરકાતથી ફયઝયાબ ફરમાવતા રહ્યા.
- હજ માટે આગળનો પ્રવાસ શરૂ કરતી વખતે હઝરતે ફરમાવ્યું કે :

"મારે તમારાથી ઘણાં કામો લેવા છે. હજથી પાછો આવીશ ત્યારે તમને મારી સાથે સરહિન્દ શરીફ લઈ જઈશ. તૈયાર રહેજો."

**હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ હજથી વાપસીમાં સૂરતમાં એક વરસ રોકાયા**

- હજમાંથી વાપસી વખતે સંજોગવશાત્ હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ સિંધના રસ્તાના બદલે સમુદ્રના રસ્તે જહાઝમાં સૂરત બંદરે તશરીફ લાવ્યા.
- અબૂલ મસાકીનને સીધા સરહિન્દ શરીફ જવા માટે આપે સંદેશો મોકલ્યો.
- લોકોના ખૂબ જ આગ્રહના કારણે હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ દક્ષિણ ગુજરાતમાં સૂરત, વડોદરા વગેરે શહેરોમાં આશરે એક વરસ સુધી રોકાયા.
- હઝારો લોકો આપના મુરીદો થયા અને આપના રૂહાની ફયઝથી મુશર્રફ થયા.
- અહીંના બે શખ્સો આપની ખિલાફતથી પણ મુશર્રફ થયા. તેમના નામો અને વિગતો મળી નથી.
- એક વરસ પછી આપ સરહિન્દ શરીફ તશરીફ લઈ ગયા.

### હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ આપની ખિલાફતથી મુશર્રફ થયા

- આપનો સંદેશો મળતાં જ અબૂલ મસાકીન સિંધથી સરહિન્દ શરીફ જવા રવાના થઈ ગયા હતા.
- હઝરતની ખુસૂસી તવજ્જુહ અને પોતાની સખત રિયાઝતો અને મુજાહદાના કારણે ટૂંક સમયમાં જ હઝરત અબૂલ મસાકીન રહમતુલ્લાહિ અલયહિ હઝરતની ખિલાફતથી મુશર્રફ થઈ ગયા.
- ખિલાફતથી મુશર્રફ થવા બાદ હઝરતના હુકમથી આપ સિંધ તશરીફ લઈ ગયા.
- આખું સિંધ આપના રૂહાની ફયઝ અને અનવારથી મુશર્રફ થઈ ગયું.
- 'સિંધના નકશબંદી ઔલિયા', નકશબંદી ઔલિયા ગ્રંથ : ૭ (સાત)માં આપનું વિસ્તૃત જીવનચરિત્ર એક અલગ વિભાગમાં લખ્યું

છે તે વાંચવા વાચકોને ગુઝારિશ છે.

**હઝરત શૈખ મુહમ્મદ ઝકી રહિમહુલ્લાહુના બીવી સાહિબા**

હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિના બીબી વજીહુન્નિસાની વંશાવળી નીચે પ્રમાણે છે :

બીબી વજીહુન્નિસા બિન્તે હઝરત શૈખ ઝિયાઉદ્દીન રહિમહુલ્લાહ ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહિમહુલ્લાહ ઈબ્ને હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ. ['હદિયએ અહમદિય્યહ']

બીબી વજીહુન્નિસાના દાદી સાહિબા (એટલે કે હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિના બીવી સાહિબા) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદી હતા.

['જહાંને ઈમામે રબ્બાની' ૮ / ૬૪૧૪, ૬૪૧૫]

**હઝરત શયખ મુહમ્મદ ઝકી રહિમહુલ્લાહુની ઔલાદ**

- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિની ઔલાદમાં માત્ર એક સાહબઝાદહ જ હતા.
- તેમનો પરિચય નીચે પ્રમાણે છે.

## શયખ મુહમ્મદી ઉર્ફે શાહ ભીખ રહિમહુલ્લાહ

**નામ અને ઉપનામ**

- આપનું નામ શયખ મુહમ્મદી હતું અને ઉપનામ 'શાહ ભીખ' હતું.
- ભીખનો અર્થ હિન્દી ભાષામાં 'માંગવું' છે.
- હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિને ત્યાં ઘણાં લાંબા સમય સુધી કોઈ ઔલાદ થઈ ન હતી.

- ઘણાં લાંબા સમય પછી ફકત એક સાહબઝાદહ શયખ મુહમ્મદી પેદા થયા હતા એટલે તેમને 'શાહ ભીખ' (અલ્લાહ તઆલાથી માંગેલા) કહેતા હતા.

## રૂહાની ફયઝ અને ખિલાફત

- હઝરત શયખ મુહમ્મદી ઉર્ફે શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના મુરીદ થયા હતા.
- કેટલાક વખત સુધી આપની ખિદમતમાં રહી રૂહાની ફયઝ હાસિલ કર્યો હતો.
- સુલૂકની મંઝિલો મુકમ્મલ થયા પછી હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત શયખ મુહમ્મદી ઉર્ફે શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા હતા.

## 'મકામાતે મઝહરી'માં આપનો ઉલ્લેખ

- હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર આપના મહાન ખલીફા હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ 'મકામાતે મઝહરી' નામથી લખેલું છે.
- એ કિતાબમાં હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાઓનું એક અલગ પ્રકરણ (નંબર : ૧૭) લખેલું છે.
- એ પ્રકરણમાં સત્તરમાં ક્રમે હઝરત શયખ મુહમ્મદી ઉર્ફે શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિનો પરિચય નીચે પ્રમાણે લખ્યો છે :

"હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની મહાન ઔલાદમાંથી હતા."

[આપની વંશાવળી નીચે પ્રમાણે છે :

શયખ મુહમ્મદ ઉર્ફે શાહ ભીખ બિન શયખ મુહમ્મદ ઝકી બિન શયખ મુહમ્મદ અબૂ હનીફ બિન શયખ અબ્દુલ અહદ 'વહદત' (શાહગુલ) બિન ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત બિન હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ]

''આપની (હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિની તવજ્જુહાતથી (હઝરત શાહ ભીખએ) પોતાના માનવંત પૂર્વજોની ખાસ નિસબત મોટા ભાગે હાસિલ કરી. અને કારે બાતિન (રૂહાની ફયઝાન)ને કમાલાત (પરિપૂર્ણતા) સુધી પહોંચાડીને આપની (હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિની) ઈજાઝત (ખિલાફત) (મેળવીને) રાહે મવલાની હિદાયત અને ઈરશાદમાં મસરૂફ થઈ ગયા. સુન્નતે મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને અહમદિય્યહ (મુજદ્દિદિય્યહ) તરીકા પર ઈસ્તિકામત ધરાવતા હતા.'' ['મકામાતે મઝહરી']

## સરહિન્દ શરીફ પર શીખોના હુમલા વખતનો અદભૂત બનાવ

'મકામાતે મઝહરી'માં આગળ લખ્યું છે કે :

''એમની (હઝરત શાહ ભીખની) વફાત બાદ શીખ કાફિરો સરહિન્દ શરીફ પર હુમલો કરીને બરકતવંતા મઝારોને નષ્ટ કરી રહ્યા હતા ત્યારે (શીખ હુમલાખોરોએ) ચાહ્યું કે એમની (હઝરત શાહ ભીખની) લાશને કબરમાં બહાર કાઢે. (ત્યારે) આપે (હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિએ) એક કાફિરના માથા પર એવો હાથ માર્યો કે તત્કાલ તે મરણ પામ્યો !

તેના (હુમલાખોર સાથીઓ) જાનના ખતરાથી ભાગી ગયા.

આ પ્રકારની કરામતો જાહેર થવાથી કાફિરો મઝારાતો પર હુમલો કરતાં અટકી ગયા.'' ['મકામાતે મઝહરી']

## ખિલાફત બાદ કાબુલ (અફઘાનિસ્તાન) જઈને રહ્યા

'મકામાતે મઝહરી'થી જાણવા મળે છે કે હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિ ખિલાફત મળવા બાદ કાબુલ (અફઘાનિસ્તાન) તશરીફ લઈ ગયા હતા અને ત્યાં જ રહીને લોકોને રૂહાની ફયઝ પહોંચાડતા હતા.

## ઈન્તિકાલ

- હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિ કાબુલ (અફઘાનિસ્તાન)ના માલનીર નામના કસબામાં રહેતા હતા.
- ઝિન્દગીના આખરી દમ સુધી આપ ત્યાં જ રહ્યા.
- આપનો ઈન્તિકાલ પણ માલનીર (અફઘાનિસ્તાન)માં જ થયો.

## દફન

- આપની વસિયત પ્રમાણે આપની લાશને કાબુલ (અફઘાનિસ્તાન)થી સરહિન્દ શરીફ લાવીને આપના પૂર્વજોના કબ્રસ્તાનમાં આપને દફન કરવામાં આવ્યા.
- આપના ઈન્તિકાલ બાદ શીખોના સરહિન્દ શરીફમાં આપની કબર શરીફ પર હુમલા વખતે બનેલા અદભૂત બનાવની વિગતો ઉપર આવી ગઈ છે.

['બશારાતે મઝહરિય્યહ' પાના નંબર : ૯૬
બ હવાલા : 'મકામાતે મઝહરિય્યહ' પાના નંબર : ૪૫૦]

## હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિની ઔલાદ

- હઝરત શાહ ભીખ રહમતુલ્લાહિ અલયહિની બે બીવીઓ હતી.
- બન્ને બીવીથી ઔલાદ થઈ હતી.
- બન્ને બીવીની ઔલાદની વિગતો નીચે આપી છે.

## પ્રથમ બીવીની ઔલાદ

- પ્રથમ બીવીથી એક પુત્ર અને ત્રણ પુત્રીઓ પેદા થઈ હતી.
- પુત્રનું નામ શાહ પીર હતું.
- ત્રણ પુત્રીઓના નામો નીચે પ્રમાણે છે :

(૧) બીબી દીની (૨) બીબી ઝહૂરા
(૩) બીબી મખ્લૂકા

## બીજી બીવીની ઔલાદ

બીજી બીવીથી ત્રણ પુત્રીઓ પેદા થઈ હતી. તેમની વિગતો નીચે પ્રમાણે છે :

**(૧) બીબી અહમદિય્યહ**

તેના નિકાહ સયફ માસૂમ બિન હઝરત અઝીમુલ કદર સાથે થયા હતા.

**(૨) બીબી મહબૂબા**

તેના નિકાહ અતાઉલ્લાહ બિન ગુલામ મુહમ્મદ સાથે થયા હતા.

**(૩) સઈદિય્યહ બેગમ**

તેના નિકાહ અબ્દુલ કય્યૂમ બિન શાહ અબ્દુલકાદિર સાથે થયા હતા.



# યાદ દાસ્ત

નકશબંદી ઔલિયા ગ્રંથમાળાના છઠ્ઠા ગ્રંથનું લેખનકામ અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકહથી પોતાના મકબૂલ અને મહબૂબ બંદાઓના તુફયલથી આ નાચીઝ, નાકારહને ઝરીઓ બનાવીને આજે પૂરું અને મુકમ્મલ કરાવ્યું.

અલ્હમ્દુ લિલ્લાહ !

અલ્લાહ તઆલા એને એક બહાનું બનાવીને મુઝ ગુનહગાર, સિયાહકાર માટે અને એમાં સાથ, સહકાર આપનાર તમામના માટે આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે. આમીન !

**રહમતે હક બહાના મી જુયદ,**

**બહા નમી જુયદ.**

[અલ્લાહની રહમત મગફિરત માટે ફક્ત બહાનું શોધે છે, વળતર કે બદલો શોધતી નથી.]

અલ્લાહવાળાઓના આસતાનાનો શ્વાન,

**અબ્દુલકાદિર ફાતીવાલા**

(ગુફિરલહૂ)

પાંચમી ઝિલહિજ્જહ, ૧૪૩૮ હિજરીસન,
અઠ્ઠાવીસમી ઓગષ્ટ, ૨૦૧૭ ઈસ્વીસન,
સોમવાર, સમય : બપોરે ૪ : ૧૫